પ્રકાશક:-

ચીમનલાલ ન. ઝૂ.

ગાંડીવ સાહિત્ય મંદિર



કિંમત ૩-૦-૦

પ્રથમાવૃત્તિ. ઇ.સ. ૧૯૪૬

તાણાવાણા

લેખક - ઈશ્વર પેટલીકર

(પટેલ, ઈશ્વરભાઈ મોતીભાઈ)

# ૧: વેદિયો

બેસતા ઉનાળામાં આકરા લાગતા સૂરજની વિદાયના પડઘા પશ્ચિમાકાશમાં હજુ પૂરા શમ્યા ય નહોતા; ઢોરઢાંખરને અને પશુપંખીને ય હજુ લાગેલી ગરમીની પૂરી કળ વળી ન હતી; તડામાર ચાલતી કપાસની પોણુણીથી પરવારી ઘણાખરા લોકો હજુ સીમમાંથી ઘેર આવ્યા ય ન ન હતા; દીવામાં સગ મૂકવાની બૈરાં તૈયારી કરતાં હતાં ને છૂપી પોલિસનો ઓચિંતો છાપો વાગે તેમ ગામના છેડે આવેલાં સુથારના ઘરને ઘોઘા ધાડપાડુની ટોળીએ ઘેરો ઘાલી દીધો !

૧૯૪૨ની ઓગસ્ટની લોકક્રાન્તિ પછીનો અંધાધૂંધીનો સમય હતો. દેશમાં જુદાં જુદાં સ્થળોએ ચોરી, લૂંટ ને ધાડના પ્રસંગો બન્યે જ જતા હતા, તેમ કાનમ પ્રદેશનાં ગામોમાં આખા શિયાળામાં જુદે જુદે સ્થળે ધાડ પડયાના બનાવો રોજ નવા નવા સંભળાતા હતા. આજ બેચારમાં વાણિયાને ઘેર, તો કાલ દેરોલી પાટીદારને ઘેર, તો પરમ દા'ડે દોરામાં લુહાણાને ત્યાં, તો વળી ચોથે દિવસે કોઈ વખત ન સાંભળ્યું હોય તેવું નવું—ઢેઢને ઘેર ધાડ પડયાની વાત આવે! તો વળી પાંચમે દિવસે વાણિયાનો ફરી વારો બેસતો હોય તેમ દિવેરના વાણિયાની વાત આવે.

આમ આખો ય કાનમનો શિયાળો ધાડથી ગયો હતો, છતાં કોઈ ધાડના ધાડપાડુ પકડાયા ન હતા ! કોણ હશે તે તો પકડાયા વિના કેમ કાઢી શકાય ? પરંતુ દરેક ઠેકાણે એના એ માણસો હોય તેમ ઊંટ, ગાડાં, જુવાનીઓ અને પોલિસના પહેરવેશની વાતો આવતી. કરજણ તાલુકાના

વલણ ગામનો ઘોઘો (ત્રાટક) નામનો વહોરો બહારવટીઓ થયો હતો. એટલે લોકો અનુમાન કરતા હતા કે એ હોવો જોઈએ.

દરેક ઠેકાણાની વાત તો એ જાણે, પોલિસખાતું જાણે કે ભગવાન જાણે; પરંતુ '૪૩ના બેસતા ઉનાળાની સમીસાંજે કરજણ તાલુકાના કરણ ગામે એ ત્રાટક્યો એ વાત તો સાચી !

સમીસાંજના દીવાટાણે રજપૂતની ૫૦૦ માણસની વસ્તીવાળું એ ગામ, 'ઘોઘે સુથારનું ઘર ઘેર્યું' એ વાતે તેલમાં માખ ડૂબે તેમ ડૂબી ગયું. દારૂ પીને રજપૂતી બતાવવા અમસ્તા અમસ્તા હાથ ઊંચા કરતા, અને હોળી-ધૂળેટી જેવા ઉત્સવોમાં ભાન ભૂલી પોતાના ભાઈઓનાં કપાળ ચૂવરાવતા એ વીર રજપૂતોમાંથી માઈનો એક પૂત એવો ન નીકળ્યો, કે એક રાંડીરાંડ ડોસીને ઘેરથી ઘોઘાને પાછો વાળે !

આ ધાડમાં નહોતાં દેખાતાં ઊંટ, ગાડાં કે ઘોડાં. ચારપાંચ માણસો જ ત્યાં હતા. બે પાછલે બારણે હતા. બે આગળ ને એક બે ઘરમાં દાખલ થયા હતા.

'ઘોઘે ઘેર્યું'તું તો એક ઘર, પણ ધરમીને ઘેર ધાડ આવવાની હશે તે કોણ મિથ્યા કરે ? એટલે એકને બદલે બે ઘર ઘેરાઈ ગયાં !

આખા ગામમાં સીમેન્ટના પ્લાસ્ટરવાળું ઊંચું ને અટૂલું એ એક જ ઘર ગામને છેડે આવેલું હતું. મૂળ એ બે ઘરાં હતાં. પરંતુ એની ઓશરી, પરસાળ એક હતાં એટલે એક દેખાતું. બાકી અંદરનું રસોડું ને ઓરડો બંને ઘરનાં જુદાં હતાં. કુટુંબે ય બે રહેતાં હતાં, એકમાં ઘરધણી જાતે સુથાર ને બીજામાં નિશાળનો બ્રાહ્મણ માસ્તર. ને આમ એ માસ્તર અનાયાસે ઘેરાઈ ગયો તો ગયો, પરંતુ જે ઘેર ધાડ આવી હતી એણે એને અંદર હડસેલી પણ દીધો !

'કોણ છે ઘરમાં ?' ધાડપાડુએ ભરી બંદૂકે ઉંબરામાં પગ દીધો તેવું અંદરથી સુથારની ડોસીએ બહાર મોં કાઢયું.

હજુ એ કંઇ જવાબ આપે તે પહેલાં ધાડપાડુએ અંદર પગ મૂકતાં કહ્યું: 'મને ના ઓળખ્યો માસી ? હું……'

ધાડપાડુ પોતાનું ઓળખાણ પાડે તે પહેલાં છપ્પનીઓ જોયેલી ડોસીએ ઓળખાણુ પડયાની ખાતરીમાં ડોકું નમાવ્યું. જેને પોતાને ઘેર ઘીનાં આંધણુ મૂકી એક દા'ડો ચૂરમું જમાડેલ તે અતિથિને–ભાણેજને–બાતને વર્ષો વીત્યાં હોય છતાં માસી કંઈ ભૂલે ?

સાચજૂઠની પૂરી ખાતરી નથી, પરંતુ ખોટું હોવાનું ય કારણુ નથી. વર્ષો પૂર્વે એ જ ડોસીના દીકરાએ ધોધો જયારે બહારવટીઓ નહોતો પણુ સૌની જેમ 'ગૃહસ્થ' હતો ત્યારે કોઇ એક કેસમાં એને પોતાના તરફે સાક્ષીમાં બોલાવ્યો હતો. ત્યારનું એ ઘર જોડે એને જૂનું ઓળખાણુ. જૂની લેણુદેણુ વસૂલ કરવા કે મિત્રતા સાંભરી આવતાં મહેમાની કરવા એ સમી સાંજે આવી ચડયો હતો.

પણુ એની થાપ ખાલી ગઇ. એ આવ્યો હતો તો માસીના દીકરાઓને મળવા; પણુ બે દીકરામાંથી એકે ય ઘેર આવ્યો ન હતો. કહે છે, એમને ય ધોધાની ગંધ આવી હતી એટલે જ એ સલામાલેકમ્ કરી ગયા હતા !

ડોસી ય જાણે એની વાટ જોઇ રહી હોય તેમ સ્વસ્થ જ હતી. 'આવ ભાઇ' એમ એણે આવકાર આપ્યો કે નહિ એ ધોધે પૂરો સાંભળ્યો ન હતો.

ધાડપાડુનાં પગલાંનો અવાજ બાજુના રસોડામાં વાળુ કરતા પતિ-પત્ની ને સાત વરસની બાળકીના માસ્તરના કુટુંબના ખ્યાલમાં આવ્યો જ ન હતો. 'કોણુ છે ?' એવો ધોધાનો અવાજ અંદર સંભળાયો હતો, અને એટલે જ વાળુ કરી રહેતાં, ભીના જમણા હાથને ડાબા હાથ સાથે મસળતાં મસળતાં, ડોસીને ઘેર કોણુ આવ્યું તે જાણુવા માસ્તરે ઓરડો ઓળંગી બંનેની એક થતી પરસાળમાં પગ મૂકયો.

ને માસ્તરનો એ પગ ત્યાંનો ત્યાં–અર્ધો ધરતી સાથે મંડાએલો ને

અધૌ ઊચો ને ઊચો જડાઈ ગયો ! એક તો માસ્તર ને તેમાં પાછો બ્રાહ્મણ ! ને બ્રાહ્મણમાં ય પાછો બ્રહ્મા જેવો ભોળો ને એના રોજના જમણની ઢીલી દાળ જેવો પોચો. એક ઠોંસો વાગે તો પછી બીજો ન માગે તેવા નીચા ને નકલી કોઠાનો એ જુવાન માસ્તર જાણે આળસની કંડારેલી મૂર્તિ હોય તેમ જડાઇ ગયો ને તેમાં એ ડોસીએ એને વધુ જડી દીધો.

ડોસીને ઓરડામાં ભેટતાં ઘોઘે કહ્યું: "મારે બીજી કશી પંચાત નથી. ભીખો કે એનો ભાઇ જ્યાં ગ્યા હોય ત્યાં ભલે રિયા: પાંચસો રૂપિયા જ મને આપી દે એટલે બસ !"

"સાચું કહું છું મારી પાસે નથી."

દારૂના નશામાં ઘોઘાની આંખ ઘેરાયેલી હતી. મોંમાંથી વાસ પણ છૂટતી હતી છતાં અર્ધા ભાનમાં તો એ હતો જ. સાથે અર્ધી માનવતા ય હતી એટલે મોંમાંથી અપશબ્દ શરૂ થયો ન હતો. એણે કહ્યું: "અનાતવાની વાત જવા દે, કપાસની આવી મોસમમાં તારી પાસે પૈસા ન હોય તે હું માનું જ શી રીતે?" આટલું બોલતાં લોચા તો બે ત્રણ વખત વળ્યા હતા, પરંતુ સાંભળનાર ન સમજે તેવો ખીચડો નહોતો થતો એટલું જ.

"હું તને ખોટું કહું ?" ડોસી માસીનું હેત બતાવતી હોય તેમ ધીરે રહીને વાત કરતી હતી: "ઘેર લાલ પાઈ રાખતાં જ નથી. પૈસાબૈસા બધું માસ્તરને ઘેર."

અને તેની સાથે જ ડોસીની નજર આગલી પરસાળની સામી બાજુ જડાઇ ગએલી માસ્તરની મૂર્તિ ઉપર પડી. એણે તરત ધાડપાડુના પંજામાંથી છૂટવા માસ્તરને સંબોધીને કહ્યું: "ખરું ને માસ્તર ! મારા ઘરમાં કશું છે?"

મૂર્તિમાં ઓચિંતો જીવ આવે તેમ માસ્તરનો જડાઇ ગયેલો દેહ ચેતનમાં આવી ગયો. ઘોઘાનું મોં એના તરફ ફરે તે પહેલાં માસ્તરે પાછા હઠવાને બદલે બે ડગલાં એના ભણી આગળ ભર્યાં !

"ત્યારે માસ્તર, તમે આપો." માસ્તર તરફ દૃષ્ટિ માંડતાં ઘોધે કહ્યું.

'માસ્તર' શબ્દમાં થયેલો ગોટાળો દૂર કરતાં ડોસી બોલી: "એ માસ્તર નહિ, પણ પેલા..."

જોડેના ગામના જમીનદાર, શાહુકાર ને સાથે માસ્તરની અહીં વર્ષો સુધી નોકરી કરી ગયેલા 'માસ્તર' કે જેને ઘેર પોતે પૈસા મૂક્યા છે એમ કહી, તેનું નામ આપવું કે ન આપવું તેના વિચારમાં પડી જતાં ડોસીના મોંમાંનું વાક્ય અધૂરું જ રહ્યું.

નશામાં ચકચૂર થયેલા એ ધાડપાડુને આ માસ્તર કે તે માસ્તરની લપમાં પડવાનો અવકાશ ન હતો. વિચારશક્તિ પણ એટલી ન હતી કે એટલું પૂરું ભાન પણ ન હતું. એ આવ્યો હતો તો મોટી આશાએ, પરંતુ ડોસી એકલી મળતાં બાર ખાલી ગયો હતો. એને હવે ૫૦૦ જેટલી રકમ મળે તો સંતોષ માની વિદાય થવું હતું.

રસોડામાં જમી રહીને હાથ ધોવા જતી માસ્તરની પત્ની, વાતની ગંધ આવતાં બેઠી હતી ત્યાં ને ત્યાં ચોંટી ગઇ. બ્રાહ્મણની દીકરી લાકડીઓ ઉગામવાની સ્થિતિ આવતાં છળી પડે, ત્યાં આ તો સામે બંદૂકધારી, એક નહિ ને બે ઘરમાં આવ્યા! પાછળના બારણે હતા એ માણસોની એને ખબર ન હતી. છતાં કોઇ ન હોત તોય ભાગી જવાનું એના પગમાં જોર ન હતું. ને હોય તોય એના પતિને મૂકી, એનો જીવ પણ કેમ ચાલે? બાળકીને તો શું થઇ ગયું તે જ સમજાતું ન હતું. માના ખોળામાં માથું ઘાલી દઇ એ ડૂસકાં ભરવા લાગી ત્યારે માની જવાબદારી બેવડી વધી ગઈ.

"મારી પાસે રૂપિયા?" ઘડી પહેલાં જડાઇ ગયેલો માસ્તર કોઈ અનેરી સ્વસ્થતાથી, કોઇ સામાન્ય માણસ સાથે સ્વાભાવિક વાતચીત કરતો હોય તેમ ધાડપાડુને જવાબ આપી રહ્યો હતો. "બત્રીસ રૂપિયા મને પગાર મળે અને આ મોંઘવારી......'

ધાડપાડુના એ પીધેલ અને અર્ધા બેભાન મોં ઉપર એ જવાબથી

આછું સ્મિત ફરકી ગયું. એય જાણે સામાન્ય વાત કરતો હોય તેમ બોલ્યો: 'માસ્તર! તમારી સ્થિતિ મારી જાણબહાર નથી. હું ય સમજું છું કે તમારી પાસે કશું ન હોય......"

બોલતાં બોલતાં ધાડપાડુની જીભના લોચા વળી ગયા. તે બોલતો અટકી પડ્યો. માસ્તર વચ્ચે કંઇ બોલ્યો નહિ એટલે એ સહેજ અટકી બોલ્યો: 'હું ય તમારા જેવો કોંગ્રેસમાં માનવાવાળો છું.' પણ ફરીથી એની જીભ થોથરાઇ ગઈ. એની જીભનો લવો ન વળ્યો. જાણે અમળાઇને એ નીચે પડી જશે તેમ અડબડિયું ખાઇ ગયો. પણ ઊંચે અદ્ધર દોરડા ઉપર ચાલતો નટ પોતાની સ્વસ્થતા સાચવી લે તેમ જાતને કાબુમાં લઇ લેતાં એ બોલ્યો: "પૈસાદારને લૂંટવામાં પાપ નથી."

"પણ હું કયાં પૈસાદાર છું?" માસ્તરે સહેજ હસીને જવાબ આપ્યો.

"પણ હું તમારી પાસે કયાં માગું છું? આ ડોસી તમને મજરે આપશે." અને સહેજ દૂર ઊભેલી એની યજમાન ડોસી તરફ દૃષ્ટિ કરતાં એ બોલ્યો: "કેમ, માસી! આપી દેઇશ ને?"

ડોસી હજુ હા–ના કંઇ કહે તે પહેલાં માસ્તરે કહ્યું: "પણ મારી પાસે હોવા જોઇએ ને?"

પોતાના પતિને ગામ આખું જે રીતે માન રાખીને બોલાવતું હતું, વાતો કરતું હતું, તે રીતે એક ધાડપાડુ પણ એની સાથે વાત કરતો હતો એટલે માસ્તરની પત્નીના મનમાં થોડી શાંતિ વળી. રડતી દીકરીની પીઠ થાબડવાની એના હાથમાં શક્તિ આવી. એણે ધાર્યો ય ન હતો એટલો ધાડપાડુ ખાનદાન નીકળ્યો. એને મોઢે કોંગ્રેસ હતી, ગરીબને ન લૂંટવાની વાત હતી, 'તમે' જેવા સંબોધનથી વાત કરવાની, અર્ધ બેભાન સ્થિતિમાં ય ભાષા હતી.

ઘડી પહેલાં છવાઇ ગયેલી સ્મશાન દશામાં આશાનાં ચિહ્ન દેખાયાં. લૂંટશે તોય ખાનદાનીથી લૂંટશે તેવી બાઈના અંતરમાં શ્રદ્ધા પ્રગટી.

અને એ શ્રદ્ધા પછી પ્રથમ જ મોઢામાંથી દીકરીને આશ્વાસન આપતું વેણ નીકળ્યું: "રડ નહિ બેટા! કોઈ કશું કરવાનું નથી."

ધાડપાડુની સાથેની વાત પડતી મૂકી માસ્તરે રસોડા તરફ નજર કરતાં કહ્યું: "શું કામ રડે છે, બહેન! છાની રહે!" જાણે એ શબ્દોમાં કોઇ જાતનો ભય ન હોય તેટલી આસાનીથી એ અવાજનાં મોજાં વાતાવરણમાં ગુંજતાં હતાં

"કોણ રડે છે? તમારી દીકરી છે?" ધાડપાડુએ ઝટ દઇને એ ઘરની હદમાં મૂકેલો પગ પાછો હઠાવતાં કહ્યું: "મારાથી બીએ છે? લે બેન! હું આ ચાલ્યો." કહેતો ધાડપાડુ ડોસીના ઘરમાં આવીને વાત કરવા લાગ્યો.

"તમારી પાસે રૂપિયા નહિ હોય તે હું માનું છું. પણ મારે રૂપિયા તો જોઇએ છે. ગમે ત્યાંથી લઈ આવો."

"પણ ક્યાંથી લાવું?"

"ગામમાંથી ગમે ત્યાંથી લઇ આવો."

માસ્તર ઘડી વાર એની સામે તાકી રહ્યો આ ધાડપાડુ! અર્ધો પોણા કલાક સુધી આમ તું કે તાં વગર વાત કરતો ધાડપાડુ–કોઈ બહાર કે અંદર પેસીનીકળી ન જઈ શકે તે માટે ચોકી ગોઠવ્યા છતાં પોતાને ગામમાં જઇ પૈસા લઇ આવવાની છૂટ આપે છે! એની એ ઉદારતા કે પછી ગામને નિર્માલ્ય માની કહેતો હશે?

માસ્તરને વિચારમાં પડી ગયેલો જોઇ એ બોલ્યો: "કેમ, મારું કહેવું ગળે ઊતરે છે કે નહિ?"

માસ્તરે કંઈ જવાબ આપતાં પહેલાં ડોસી તરફ નજર કરી. એ દૃષ્ટિનો ભાવાર્થ સાનમાં સમજી ગયો હોય તેમ એ બોલ્યો: "ડોસી, કહી નાખ કે એ રૂપિયા આપવા હું કબૂલ છું."

"હા બાપલા! હા! મારે કબૂલ છે." ડોસીએ જવાબદારી લેતાં કહ્યું.

હજુ માસ્તરનું મન સગુણું હોય તેમ એની નજર પોતાના ઘર તરફ–રસોડા તરફ–જ્યાં એની પત્ની તથા બાળકી બળતા નીંભાડામાં માંજરનાં બાળ પુરાવા જેવી સ્થિતિમાં હતાં તે તરફ ગઇ.

ચકોર ધાડપાડુ, ધીમે ધીમે વખત વીતતો હતો તેથી, હાથ ખાલી જવાથી અને નશાની અસર વધતી જતી હોવાથી ભાન વધુ ગુમાવતો જતો હતો. છતાં માસ્તરની મુંઝવણ પારખી જતાં બોલ્યોઃ "માસ્તર! હું ધાડપાડુ છું પણ મારે બૈરી છે, છોકરાં છે, ઇમાન છે. તમે ખુશીથી જાવ."

ધાડપાડુને એથી વિશેષ ખાતરી આપવાની જરૂર ન લાગી. એના એટલા શબ્દો જ બસ હોય તેમ એ ત્યાં જ અટકી ગયો.

જાણે, કયારે એના પંજામાંથી છુટાય એમ માની ડોસીએ માસ્તરને ગામમાંથી પૈસા લઇ આવવા ઇશારત પણ કરી.

* * *

જામતી રાત્રિને ધીમે ધીમે અંધકારનો ગાઢો અને ધાડપાડુનો ભીષણ પાસ બેસવો કયારનો ય શરૂ થઇ ગયો હતો. સીમમાં રહી ગયેલાં માણસો–જે અજાણમાં ગામમાં આવી ગયાં, તે ટાઢના ચમકારથી ઠૂંઠવાઇ ગયાં હોય તેમ 'ધોધા'ના નામ માત્રથી ધ્રૂજી જઇ ઠેઠ ચૂલાની સોડમાં લપાઇ ગયાં હતાં. મોંમાં કોળિયો ઘાલેલાને વાત જાણતાં કોળિયો ગળે ઉતારવો ભારે થઇ પડયો હતો. જેમને નાસવાનો લાગ હતો તે–બૈરાંછોકરાં–ભીલનાં છાપરામાં નાસીને છુપાઈ ગયાં હતાં. કારણકે એવાં ગરીબ ને પછાત વર્ગના છાપરાંમાં ધાડપાડુ શું લેવા પેસે? અને વાતો વાયરો ભાગોળ સુધી વાત લઇ ગયો ત્યારે સીમમાંથી જે ભાગોળ સુધી આવ્યા હતા તેમાંના થોડાઘણા પાછા સીમમાં જ વિદાય થઇ ગયા! રડતાં છોકરાંના મોઢા ઉપર એની મા હાથ દાબી એના રુદનને ગૂંગળાવી રહી હતી. પાંચ જ માણસના આગમને પાંચસો માણસોની વસ્તી, જે રજપૂતાઇ ગઇ કાલે મેવાડની ગિરિકંદરાઓના રૂંવેરૂંવે શૌર્ય પ્રગટાવી ગઇ હતી, અને જે રાણા પ્રતાપ

વર્ષો સુધી રજપૂતાઇના ટેક માટે મોગલાઇને નમ્યા ન હતા તે જ રજપૂત વસ્તી, જો શિવાજી ન હોત તો સુન્નત હોત સબકી, એ રજપૂતાઇનો અવશેષ આજે રાખ થઈ જઇ નામશેષ બની ગયો હોય તેમ આખા ય ગામમાં ધણાય નમઃનો એક માત્ર મંત્ર ભડોભડ ભીડાયેલાં બંધ બારણાંની મૂગી ભાષામાં ઊઠી રહ્યો હતો!

બિચારો માસ્તર! એ બૂમ પાડતો છતાં કોઇ બારણું ઉઘાડતું નહિ, રખે ને સાથે ધાડપાડુ હોય! માસ્તર કહેતો: "બારણું તો ઉઘાડો—હું એકલો જ છું." પણ એવી મૂર્ખાઈ કર્યા વગર ભીડાયેલાં બારણાં પાછળથી એટલો જ જવાબ આવતો: "માસ્તર સા'બ! આપત, પણ નથી."

માસ્તરનું જે છેડે ઘર આવ્યું હતું તેને બીજે છેડે બાપુની ડેલી હતી. બાપુ ગામના વૃદ્ધ, વડીલ ને ગામની નાડ જેવા હતા.

એણે ડેલી ઠોકી કે તરત માસ્તર શબ્દ કાને પડતાં દ્વાર ઊઘડયાં. બાપુ અને એના દીકરા બેઠા હતા. માસ્તરે ટૂંકમાં વાત પતાવી આવવાનું કારણ કહ્યું.

બધી વાત સાનમાં સમજી લેતાં બાપુ બોલ્યા: "માસ્તર! મારું માનો તો તમે હવે ઘેર જ ન જશો."

"હેં!!!" માસ્તરનો અવાજ આશ્ચર્યથી ફાટી ગયો.

અને સામે ઘરના રસોડામાં—નીંભાડામાં બળતાં માંજારનાં બાળ જેમ પોતાની પત્ની અને બાળકી દેખાયાં. એના હૈયામાં એ સલાહ સાત સોનાની હોય પણ ઊતરે જ શી રીતે? એણે કહ્યું: "પણ ઘેર બચી અને એની મા છે તે?"

અનુભવી ડોસો રજપૂતી ગુમાવી બેઠો હોય એમ વ્યવહારડાહી સલાહ આપતાં બોલ્યો: "તમે હજુ ત્યારે કંઇ સમજ્યા નથી. એણે તમારી સાથે જે રીતે વાત કરી તેનું કારણ જાણો છો? તમે બ્રાહ્મણ છો, તમને હાથ અડાડવો કે લૂંટવા એને અધર્મ માને છે. તમે નહિ જાવ

તોય એ ઘરવાળાનું નામ નહિ દે તેની ખાતરી રાખજો."

પરંતુ એવી વાણીની ખાલી ખાતરી માસ્તર સ્વીકારવા તૈયાર ન હોય તેમ આગળ દલીલમાં ન પડતાં એ બોલ્યો: "બાપુ! બૈરીછોકરીને ઘરમાં ધાડપાડુને સોંપી હું ભાગી જાઉં તેવું તો મારાથી શી રીતે બને? હું બ્રાહ્મણ છું, શરીરે નિર્બળ છું ને મનનો પોચો છું પણ પતિ થઇને હું મારી સ્ત્રીને ધાડપાડુને સોંપું, પિતા થઇને મારી બાળકીને લૂંટારાને સોંપું—સોંપું નહિ ને એમના ધર્મ ઉપર વિશ્વાસ મૂકું, એમાં મારો કયો ધર્મ? એમાં મારું કયું જીવતર? એના કરતાં તો ભલે હું ખાલી હાથે પાછો જાઉં. મારું જે થવાનું હશે તે થશે, પણ......"

એના અંતરમાં શી શી વેદના થતી હશે એ તો એનું મન જ જાણતું ભલું, પણ છતાં છેલ્લે જતાં જતાં માસ્તરે માગણી કરી જોઇ: "બાપુ! આપશો તો તમારા પૈસા નહિ જાય. ડોસી જવાબ નહિ દે તો હું આપનારો તો બેઠો છું જ."

બાપુની ઘરડી ને અંદરથી પોતાના કૃત્ય બદલ શરમાતી આંખ નીચું જોઈ રહેતાં બોલી: "તમે, માસ્તર, મારો સ્વભાવ તો જાણો છો; આખું ચોખળું ધાડથી ગાજી રહ્યું હોય, ત્યારે હું ઘરમાં જોખમ રાખું એવો નથી ....."

માસ્તરે બાપુની ડેલી છોડી. ડેલીનાં દ્વાર ફરીથી બંધ થયાં. માસ્તરનાં પગલાં ફળિયામાંથી ભૂંસાતાં બાપુએ દીકરાઓને ડહાપણની વાત કરતાં કહ્યું: "પોતાનું તો પોતાનું પણ સામાનું ય માથું કપાવે તે આનું નામ! માસ્તર પૂરો વેદિયો નહિ તો બીજું શું? ધાડપાડુ માટે રૂપિયા ઉછીના લેવા નીકળતાં એને વિચારેય ન આવ્યો! એનું તો બહુએય લાગતું હોય પણ રૂપિયા આપે એનો મરો થાય તેનું એને ભાન છે? જઇને એને આપે એટલે પેલો પહેલો જ સવાલ કરે–ક્યાંથી આણ્યાં? ને પછી તરત બાપુના બારણે બંદૂકો મંડાય!"

*   *   *

માસ્તરનો નકાર સાંભળતાં જાણે નિર્ણય કરી રાખ્યો હોય તેમ ઘોઘે કહ્યું: "ચાલો, ઘરમાં જે હોય તે-પેટી-પટારું તોડો!"

ખાલી હાથે જવાથી અપશુકન માનતા હોય તેમ, કે હાથ નાખ્યો એટલે નાખ્યો, ગમે તેમ થાય પણ ખર્ચ જોગા ૨૦૦-૫૦૦ માં શું દીઠું માની અત્યારસુધી માસ્તરની ગેરહાજરીમાં જે ઘોઘો શાંત બેઠો હતો તે એના છેલ્લા દાવ ઉપર આવી ગયો.

હુકમ થતાં બે જણ પેટીઓ તોડવા તૈયાર થયા. ઓરડામાં કપડાં વગેરે ભરેલી ત્રણ પેટીઓ ઉપરાછાપરી હતી. એક જણ જ્યાં હજુ ઉપલી પેટી તોડવા જાય ત્યાં માસ્તરનો જીવ ઊંચે ચઢી ગયો. ઉપર જ, ધોતિયાની ગડી નીચે નિશાળનું નવું મકાન બાંધવાના ઉઘરાણાના ઉઘરાવેલા પાંચસો રૂપિયા ગડીબંધ પડયા હતા.

ને આખરે એને જૂઠા પડયાની જે ધાસ્તી હતી એ તો આવીને ઊભી રહી!

ઓચિંતું એને કંઇ સૂઝી આવ્યું હોય તેમ એ ખિસ્સાના કોટમાંથી ચાવીઓ કાઢતાં બોલી ઊઠયો: "શું કામ પેટી તોડો છો? લો ને હું જ ઉઘાડી આપું!"

ધાડપાડુએ પોતાની પાસે ચાવી માગવાને બદલે માસ્તરના હાથમાં પેટી સોંપી દીધી. "લ્યો...તમે ઉઘાડી આપતા હો તો મારે કંઇ તોડવાની જરૂર નથી."

એક બે વખત તો ખોટી ખોટી ચાવી બેસાડી જોઈ પેટી ઉઘાડવામાં માસ્તરે જરા વાર કરી, અને એ રૂપિયા બચી જવાના હોય તેમ પેટી ઊઘડી ત્યારે એની ચોકી કરતા ધાડપાડુની નજર કંઇ બીજા વિચારમાં હોય તેમ માસ્તરે રૂપિયાની થોકડી કાઢી પેટ આગળ ધોતિયાની પાટલીમાં ઘાલી દીધી.

"જુઓ, આમાં કંઈ હોય તો !" કહી માસ્તરે અંદરનાં લૂગડાં પહોળાં કરવા માડયાં ત્યારે જ એની ઉપર ચોકી કરતા ધાડપાડુને ભાન આવ્યું.

પરંતુ આ એક જ નજર માસ્તરથી ચુકાવી શકાઇ, બાકી નીચલી પેટીમાં એના પોતાના રૂપિયા એકસો વીસ હતા તે તો ન જ બચ્યા.

એકસો વીસ જ રૂપિયા ! બાકી નાની છોડીના દસ તોલાના ચાંદીના છડા એ તે કંઇ વિસાત કહેવાતી હશે ?

છેવટ ધાડપાડુની નજર બ્રાહ્મણ-સ્ત્રીના દેહ ઉપર મંડાઇ. અત્યાર સુધી સૂના ઘરમાં જે આંખે ઊંચી દૃષ્ટિ માંડી ન હતી તેમાં મેલ આવીને વસ્યો. હાથે પહેરેલી સોનાની બંગડીઓ ઉપર એની મેલી નજરે ત્રાડ માંડી.

તરત જ બાઇએ પોતાના હાથે જ બંગડીઓ ઉતારી નીચે મૂકી દીધી. ધાડપાડુઓને હવે વખત ન હતો. કામ પતી જતાં એ જવા તૈયાર થયા,

માસ્તરને સોનાની બંગડીઓ કરતાં ય દીકરીના કિંમતમાં મામુલી પણ અત્યંત ભાવથી દીકરીએ જે લેવડાવ્યા હતા અને પોતે મુશ્કેલીમાં લીધા હતા તે છડા સાંભરી આવતાં, નહોતું બોલવું છતાં તેનાથી બોલ્યા વિના ન રહેવાયું: "નાની છોડીના એક છડા......"

જેના ખિસ્સામાં એ પડયા હતા એને ય જાણે એ ચટકા ભરતા હોય તેમ માસ્તરને આગળ બોલવાનો વારો જ ન રહે તેમ એણે ઉંબરો ઓળંગતા પહેલાં એ પાછા આપ્યા.

પંદર, વીસ કે પચ્ચીસ મિનિટ; જ્યાં લોકોને ખબર પડી કે ધાડ-પાડુઓ વિદાય થયા કે તરત લોકોનું ટોળું એ ઐતિહાસિક જગાએ ભેગું થઇ ગયું. માસ્તરના દુઃખ માટે અફસોસ કરવા લાગ્યું. પવિત્ર બ્રાહ્મણ-સ્ત્રીને હાથેથી બંગડીઓ ઉતરાવી તે માટે ધાડપાડુઓને ફિટકાર વર્ષાવવા લાગ્યું.

અને જ્યારે માસ્તરે કહ્યું કે નિશાળના ઉઘરાવેલા પાંચસો રૂપિયા ગયા ત્યારે, "મૂઆ ગયા તો માસ્તર, એની ચિંતા ના કરશો. ગામના કરમના નહિ હોય ત્યાં તમે શું કરો? તમારી પાસે કોઇ માગવાનું નથી." એમ આશ્વાસન આપી મોડી રાત્રે લોક વેરાઇ ગયું.

*　　*　　*

સવારમાં જ્યારે એણે બાપુને ગામના આગેવાન તરીકે નિશાળની બચી ગએલી પાંચસોની રકમ આપી ત્યારે બધાંના આશ્ચર્યનો પાર ન રહ્યો!

લોકો પૂછતા જ રહ્યાઃ "માસ્તર! તમે કહેતા'તાને એ લૂંટાઇ ગયા?"

હસતાં હસતાં માસ્તર જવાબ આપતાઃ "એ તો હું તમારી પરીક્ષા કરતો હતો કે તમે કેટલામાં છો."

એક આખાબોલો બોલ્યોઃ "અમારી પરીક્ષા હજુ તમારે બાકી હતી?"

અને સાચે જ, એમની બીજી પરીક્ષા પણ પૂરી થઇ. પાંચસો રૂપિયા ગયા હતા એમ રાત્રે જાણી માંડી વાળ્યા જેવા હતા, છતાં બીજે દિવસે પોતાના સવાસો રૂપિયાના ભોગે પાંચસો રૂપિયા બચાવનાર,—પાછા મજરે આપનારને એટલા એના બ્રાહ્મણના મજરે આપવાની કોઇની જબાન ન ફાટી!

ઉપરવાડે રહી, વર્ષોથી એ ગામનું બહારગામથી ગોરપદું કરતા નરોત્તમ જોશીએ આ વાત જાણી ત્યારે ખડખડ હસી પડતાં, એમની લાક્ષણિક ઢબે બોલતાં એમણે કહ્યુંઃ "વેદિયો તે આનું નામ. આમે ય ગયા એમ કહ્યું'તું ત્યારે પાછો ધર્મનો દાંડો ઝાલી પાછા શું કરવા આપ્યા? એમાં અધર્મે ય શો હતો! બંગડીઓ ને એ સૌ થઇને પાંચસોનું ગયું'તું ને પાંચસો મજરે લેવાના હતા!"



# ૨ : ગુનેગાર કોમ

તારી પહેલી પ્રસૂતિ વખતે મારી પાસે રહી તેમાં તો સગાં-સ્નેહીઓએ મારી ઉપર મારો શરૂ કર્યો.

સ્નેહીઓએ ઠપકો આપ્યો: "આ તે છોકરાંની રમત માનો છો ? પહેલી જ સુવાવડ અને તેમાં તમારાં રેલ્વે સ્ટેશન ! જંગલમાં બે પોર્ટરનાં બૈરાં સિવાય ત્યાં કોણ ? એ તો સારું થયું કે બધું સીધેસીધું ઊતરી ગયું, નહિ તો જીવનું જોખમ કે બીજું ?"

મારા મિત્ર ચીનુએ પત્ર લખ્યો: "અજબ ભાઇ, તું તો ! ઠેઠ સુધી 'સર્વિસ' લેતાં શરમ છે કે નહિ ? તારા સ્વાર્થ આગળ બીજાના જીવન-મરણનો ય ખ્યાલ નથી રહેતો ? કંઈ વિઘ્ન ન આવ્યું એ જ પ્રભુનો પાડ માન, નહિ તો જગત શું કહેત ? બૈરી મરત તો ભાઇનું શું જવાનું હતું ? બીજી ઉલટી બે હજાર લેતી આવત. બીજું તો ઠીક, પણ આવું મોટું સાહસ કરવા જતાં કોઇ વખત પસ્તાવું પડશે."

"ચાલ, તારા જેવા સ્વાર્થીને કહ્યે શું વળે ? પણ તારાભાભીને તો બે વાનાં કહેવાં પડશે. તમે ય શું જોઇ આટલું બધું સાહસ કર્યું ? જીવ જાત તો તમારો જાત. એ ભાઇનું શું જવાનું હતું ? મેં તમને કેટલી વખત કહ્યું હશે કે એ પાકો સ્વાર્થી છે. તમને મીઠું મીઠું ભોળવતો હશે. પણ એ બધું સાચું ન માનતાં. એને જ શા માટે કહું ? અમારી આખી પુરુષજાત જ એવી છે કે તે કદી સ્ત્રીની થઇ નથી અને થવાની ય નહિ. માટે આ વખત ભૂલાં પડયાં તો પડયાં પણ બીજી વખત જોજો છેતરાતા."

સાસરિયાં અફસોસ કરતાં હતાં: "અમે તો સિમંત પછી તરત તેડી લાવત. પણ અમારા મનમાં કે એમને ખાવાપાણીની અડચણ, એટલે હમણાં છો જાય, મહિના પહેલાં તેડી લાવીશું. આજનાં ભણેલાંને કૈં વ્યવહારની ગતાગમ છે? એમને ત્યાં ઓછું કોઈનું સાંભળવાનું છે? પણ અમને તો અહીં જે હોય તે તોડી ખાય છે: ઓરમાન તે ઓરમાન! કંઈ સગી માની તોલે આવે? એને તો જે ટાઢા પાણીએ ખસ ગઇ તે."

ઘેર માને ખોટું લાગ્યું તે જુદું: "આજની વહુઓને જો સહેજ કહીએ તો ખોટું લાગતાં વાર નહિ. બે તપેલીઓ ઉતારી, જરા ટાપ-ટીપથી કપડાં પહેરી, પટિયાં પાડી ફર્યાં એટલે એમને મન જાણે અમારા જેવું કોઇ નહિ. મેં તો એને જોઇ તરત કહ્યું હતું કે વહુ, ગણવામાં ભૂલ તો નથી થઇ ને? આખા એક મહિનાનો ફેર ઢાંક્યો રહેતો હશે? જાતનું તો ભાન મળે નહિ પછી બીજી તો શી વાત કરવી? એ તો સૌ સારાં વાનાં થયાં, નહિ તો કાળી ટીલી ચોંટી હોત તો લોકો શું કહેત? 'એ તો આજકાલનાં છોકરાં, પણ તમારે તો શરત રાખવી જોઇએ ને?' પણ આજની વહુઓ આપણું માને ત્યારે ને? ને તેમાં છોકરા માથે ચઢાવે એટલે બાકી શું રહે?"

તારાની બેનપણી ઊર્મિલાએ મીઠી મસ્કરીમાં લખ્યું હતું એ તો નફાનું: "બેન! તારાં તો ભાગ્ય ખુલી ગયાં! ના તેડી ત્યાં સુધી તો જાણે તારા ઉપર મન જ નથી એમ વર્તતા હતા, નહિ? એ ભણતા તે વખ-તની વાત ભૂલી ગઇ કે? રજાઓમાં તું ત્યાં જતી તો ય તારી દરકાર કર્યા વગર, થોડા દિવસનો સહવાસ ટાળવા બહારગામ ફરવા જતા રહેતા. નોકરી પર એક વર્ષ થવા આવ્યું છતાં તને તેડી જવાની વાત આવતી ત્યારે કેવાં બહાનાં કાઢતા? તેં જ મને રડતાં રડતાં કહ્યું હતું: 'હું એમને નહિ ગમતી હોઉં?' પણ મેં તને તે ઘડીએ શું કહ્યું હતું, યાદ છે ને? 'તું હજુ એમની સાથે રહે તો ખરી. તારા જાદુથી તો એ એવા મુગ્ધ થઈ જશે કે પછી તારા સિવાય એમને ઘડી ય ચેન નહિ પડે.'

અને મારી એ વાત આજ સાચી પડી ને ? પહેલી સુવાવડ વખતે તને દૂર ન જવા દીધી ને બેન ! હજુ અમારે તો ત્રણ ત્રણ સુવાવડ આવી ગઈ તોય પોતાને કંઇ લાગતુંવળગતું ન હોય તેમ બે મહિના અગાઉથી બાપને ઘેર ઠેલી મૂકે છે. એટલે તારા ભાગ્યની ઇર્ષા આવે તો દોષ ન દેતી. નાના બચુને રમાડજે.

જીવણલાલને તો બીજું શું કહું ? હેત તમારા જેવું બીજાંને નહિ હોય એમ ન માનતા, પણ પ્રસૂતિ બીજે ઘેર કરાવવા પાછળ જે ઉદ્દેશ છે તે સ્નેહના આવેગમાં વિસરી ન જતા. જે શરીર ઉપર પ્રેમ વર્ષાવો છો તેને નભાવવા ય વિયોગ જરૂરનો છે."

આ બહારના અભિપ્રાયો ઉપરથી સાબીત કરવાનું હોય તો એટલું જ નક્કી થાય કે મેં જ તારાને મારા સ્વાર્થ ખાતર રોકી રાખી હતી. પણ મને ઠપકો આપતાં પહેલાં કોઇએ સત્ય જાણવા પ્રયત્ન કર્યો જ ન હતો, અને મેં ય ખુલાસો કર્યા વગર એ દોષ ઓઢી લીધો. પરંતુ આજે જ્યારે મારા ઉપર ખૂન જેવો આરોપ આવી પડયો છે ત્યારે મારે નિર્દોષ સાબીત થવા આંતરિક હકીકત એટલી સ્પષ્ટ રીતે રજૂ કરવી જોઇએ કે સર્વ સંશય ટળી જાય.

તારા અને હું નાનાં એટલે ઘોડિયામાંથી તો નહિ, પણ અત્યારના યુગ પ્રમાણે બાળલગ્નથી જોડાયાં હતાં. હું તે વખતે અંગ્રેજી બીજી ભણતો બાર વર્ષનો વિદ્યાર્થી હતો નવ વર્ષની તારા ગુજરાતી ત્રીજીમાં જતી હતી.

ત્રણ વર્ષ પછી, છઠ્ઠી ચોપડી પાસ કરી, ધનતેરસ ઉપર એ પહેલ-વહેલી જ મારે ઘેર આવી અને બેનો ભેગી સહીપણાં સાધી કુટુંબમાં સમાઇ ગઈ. ભાઇબીજને દિવસેથી સગાંમાં અમારે જમવાનાં આમંત્રણ શરૂ થયાં. પહેલાં હું જમી આવ્યા પછી જ એ જમવા જતી. પણ પીરસતી વખતે જાણે મારામાં કંઇ નવીન જોતી હોય તેમ સ્ત્રીઓ હસતી. આમ પંદર દિવસની મહેમાનગીરી કરી તારા પિયર ગઈ. દૂરથી મળ્યા જેટલી ઓળખાણ આ વખતે અમારી વચ્ચે થઇ.

શિયાળાની રજાઓમાં એ ફરી આવી ત્યારે હું આબુની મુસાફરીએ ગયો હતો. ઘેર આવ્યો ત્યાર બાદ ચોથે દિવસે એનો ભાઇ તેડવા આવ્યો એટલે એ વિદાય થઈ. આ વખત એકબીજાનાં જોએલાં મોં ફરી જોયાં, એટલું જ.

દિવાળી ઉપર આ વખત એની મા માંદી હતી, એટલે એ ન આવી શકી. શિયાળામાં એ આવી ત્યારે હું છઠ્ઠીમાં પાસ થઇ ગયો હતો. આગળના અભ્યાસનો હજુ વિચાર નહોતો કર્યો, એટલે ઘરનાં લગભગ એમ જ માનતાં હતાં કે હવે ભણવાનું એક જ વર્ષ બાકી છે. એટલે અમારી વચ્ચેનો સહવાસ અભ્યાસને હરકત નહિ કરે માની ઘરની લગામ જરા ઢીલી મુકાઈ હતી. ને તેમાં ય માસીની માંદગીના સમાચાર આવ્યા એટલે માને ન છૂટકે ય એ પાંચ દિવસ બહાર જવું પડયું.

આ વખતે અમે એક બીજાંને દિલ અને દેહે મળ્યાં. પણ એથી મારી ચિંતા ઊલટી વધી ગઇ. અમારા ઘરના સ્નેહી જગજીવનકાકા મારા પિતાને વાત કરતા હતા. એ હું સાંભળી ગયો:

"તમે જરા ઉતાવળ કરી. આટલું વરસ એમને ભેગાં થવા દેવાનાં નહોતાં. મેટ્રિકમાં તો જાણો છો ને, ભલા ભલા હોંશિયાર છોકરા ય રહી જાય છે!"

એ વર્ષે મેં મારાથી બને એટલી બુદ્ધિ અને શકિત અભ્યાસ પાછળ ખર્ચ્યાં. દિવાળી વેકેશનમાં પણ તારાનો સહવાસ ટાળવા હું બહાર ફરવા ચાલ્યો ગયો.

પણ જેનાથી ભાગીએ તે આગળ ને આગળ હોય તેમ એ વર્ષની પરીક્ષાએ જનતાને ખળભળાવી મૂકી. 'મેટ્રિકની કત્લેઆમ'થી વર્તમાનપત્રો ભરાઇ ગયાં. મૂળે અંગ્રેજીમાં હું સાધારણ ગણાતો, ત્યારે એ જ પ્રશ્નપત્રે સૌનો દાટ વાળી દીધો. અંગ્રેજી વિષયમાં હું ત્રણ માર્ક માટે નીકળી ગયો!

પછી તો મારે માટે 'કત્લેઆમ'નો બચાવે રહ્યો નહિ. જે હોય

તે નાપાસનું એક જ કારણ આપતું: 'પરણ્યા એટલે પાસ થઇ રહ્યા!' પરણ્યાનો શો અર્થ થતો હતો એ મારી જાણ બહાર ન હતું.

બીજી સાલ મેં એટલી ચીવટથી અભ્યાસ કર્યો કે તારા ઘરમાં હોય તોય મારે એની સાથે કોઇ જાતનો સંબંધ ન હોય તેવો જ નહિ, પણ દુશ્મન હોય તેમ બોલવા જેટલો ય વ્યવહાર બંધ કર્યો.

બીજે વર્ષે હું પાસ થયો પણ આગળ અભ્યાસ માટે સ્નેહી જગજીવનકાકાએ બારણાં બંધ કરાવી દીધાં. "મેટ્રિકમાં જ બે વર્ષ કાઢ્યાં તો આગળ કંઇ સહેલું નથી. તેમાં હવે વહુએ યે મોટી થઇ એટલે ક્યાં સુધી પિયર રહેશે? એટલે મારું માનો તો એનું નામ કંઇ નહિ. વળી બી. એ. થએલા ય પાંત્રીસ–ચાલીસમાં રખડે છે; એના કરતાં મોકલો ને ભાવનગર વેલજીભાઈની પેઢી ઉપર; ચાર વરસમાં તો વેપારમાં એના કરતાં આગળ જતો રહેશે.'

તારા કહેતી રહી: 'મને ક્યારે તેડી જશો?' ને હું ભાવનગર વિદાય થયો. એક વર્ષના ત્યાંના નિવાસ દરમ્યાન તારાના નહિ તોય પંદર પત્રોમાં એકની એક જ વાત હતી: 'મને તેડી જાવ.' પરંતુ મારી ત્યાં શી સ્થિતિ હતી તેની મને પોતાને ખબર નહોતી. વેલજીભાઈ પિતાશ્રીના બાળમિત્ર હતા. એમને ત્યાં જ જમવાનો તથા રહેવાનો મુકામ હતો. એક વખત અનુભવ તો લેવા દો એમ માની પિતાશ્રીએ મને મોકલેલો, એટલે શો પગાર ગણશે તે કોઈ જાણતું નહોતું. આવી પરિસ્થિતિમાં તારાને હું શું લખું?

એટલે દિવાળી ઉપર મારે આવવું હતું છતાં, તારાને કેવી રીતે આશ્વાસન આપવું તે ન સૂઝવાથી, માંડી વાળવું પડ્યું. પરંતુ મારા સસરાની ધીરજનો અંત આવ્યો હોય તેમ એમણે પિતાશ્રીને સૂચના કરી: 'તારાને હવે મોકલીએ તો ખોટું ન કહેવાય.'

પણ એ બાબતનો ઈશારો કરી પિતાશ્રીએ વેલજીભાઈ ઉપર પત્ર લખ્યો. તેનો જવાબ જુદો જ આવ્યો.

"તમે ય શું છોકરીનો બાપ ઉતાવળ કરે તેમ માનો છો? આ વખત તો એનો અભ્યાસનો કહેવાય. આ ઉંમરે ધંધામાં જેટલું ધ્યાન દેશે એટલો ભવિષ્યમાં લાભ છે. પરદેશ જતા લોકો પાંચ–સાત વર્ષે ઘેર આવે છે. તેના જેવું તો આ નથી ને? જીવણ હોંશિયાર છે ને એક વર્ષમાં એણે ધંધામાં એટલું ધ્યાન પરોવ્યું છે કે, મને લાગે છે કે બે વર્ષ જો આમ ને આમ કાઢી નાખે તો કરાચી બંદરે બીજી પેઢી કાઢી એને મૂકયો હોય તો કશું જોવાનું ન રહે. માટે છોકરાનું ભવિષ્ય સારું ઇચ્છતા હો તો એ વાત હમણાં ન કરતા."

પત્ર વાંચી પિતાશ્રી ઊલટા આનંદ પામ્યા. વેલજીભાઇનો લાખોનો વેપાર. નાનપણમાં ભેગા રમેલાનો આટલો બધો સંબંધ એવો માણસ રાખે છે, એ જ ધનભાગ્ય માનો ને? નવી પેઢીમાં બે આની ભાગ રાખે તો ય કામ નીકળી જાય. આપણી પાસે કઈ મૂડી હતી તે અનુભવ લઇને ય વેપાર કરવાના હતા? બાપને દીકરી ભારે પડતી હશે તો રહેશે અહીં. પણ એટલા સારુ છોકરાનું ભવિષ્ય બગાડવાનું નથી. મોટાની ઓથ તે મોટાની–એની તોલે કંઇ આવે?

પિતાશ્રી આમ વિચારી મૌન રહ્યા. ને બીજું વર્ષ પસાર થઇ ગયું. વળી ભાગ્યે પલટો ખાધો. વેલજીભાઇ હૃદય બંધ થઈ જવાથી મુંબઈમાં દેવલોક પામ્યા. બધો કારભાર નવી શેઠાણીના ભાઇ પાસે આવ્યો. શેઠનાં માણસોની જગાએ ત્રણ માસમાં પોતાનાં માણસો મૂકયાં. મને ય છૂટો કર્યો.

બેએક મહિના હું ઘેર રહ્યો: 'શું કરવું ?' એ તો દરરોજનો પ્રશ્ન થઇ પડયો હતો. એવામાં મોટા મામા એમની રેલ્વેની જંજાળી નોકરી-માંથી એક મહિનાની રજા લઇ નાની પુત્રી વિલાસનાં લગ્ન કરવા ઘેર આવ્યા.

નોકરી ઉપર હોય ત્યાં સુધી બહારના જગતનો મગજમાં ગોટાળો ન કરતા મામાશ્રીએ હું ભાવનગરથી છૂટો થયો તે લખ્યું હોવા છતાં

મને જોઈ પૂછ્યું: "તું ભાવનગર રહેતો હતો ને ?"

હસવું રોકી મેં ઉત્તર આપ્યો: "બે મહિનાથી હું ઘેર છું. મેં આપને લખ્યું હતું ને ?"

"હા...હા...શેઠ ગુજરી ગયા એવું કંઇ હતું ખરું." આટલું ય તે બહારના જગતમાં હતા એટલે યાદ કરી શકયા. ને વળી સાંભરી આવ્યું હોય તેમ પૂછ્યું: "તે હવે શું કરવા ધાર્યું છે ?"

દરેક બેકારનો એક જ જવાબ હોય છે તે મેં કહ્યો: "હજુ કંઇ નક્કી નથી."

મામાશ્રીને હવે પોતાનું પાસું મજબૂત થતાં બોલતાં ફાવ્યું: "મેં તો તું પાસ થયો ત્યારે જ તારા પિતાને કહ્યું હતું કે, લાવો ને, રેલ્વેમાં ગોઠવાવી દઉં, પણ એમને તો એકદમ પૈસાદાર થઇ જવું હતું. કહે છે –'નોકરી તે નોકરી ! એ તો બાંધેલું નશીબ. ગમે તેટલા મળે તોય એનું નામ કંઇ નહિ.' પણ એમ માનોને કે, આજના બેકારીના જમાનામાં ત્રીસ રૂપિયા ય કયાં છે ?"

હું કંઇ ના બોલ્યો એટલે એમણે કહ્યું: "જો વિચાર થાય તો કે'જે. પણ હા, પહેલેથી કહું–એકાદ વર્ષ પગ ખૂંપે ત્યાં સુધી ગમે ત્યાં નાખે તે જવું પડે. અંદર પેઠા પછી તો એના બાપ છીએ. બે મહિનાનો પગાર આપી દીધો કે તમે માગો એ જગા !"

છેવટ હું રેલ્વેમાં દાખલ થયો. નાની લાઇનના ફલેગ સ્ટેશનમાંથી નવા ઊઘડતા સ્ટેશન ઉપર મારી નિમણુક થઇ. આજુબાજુ, ગાઉ દોઢ ગાઉને છેટે ત્રણ ગામ આવેલાં હતા. એકે ય હજારની વસ્તીથી મોટું ન હતું. બજાર ગણો તોય અને શહેર માનો તોય પિંડાલા ઉજળિયાત વસ્તીનું એટલે દરેક ચીજ સોંઘીમોંઘી, સારી–નરસી મળે ખરી. સ્ટેશન ઉપર તો હું ને એક પોર્ટર ! એની ઓરડીમાં સારી વસ્તી હતી. એની સ્ત્રી–ત્રણ છોકરાં–ભેંશ–બે પાડીઓ–એક બકરી–બે લવારાં–કાળીઓ કૂતરો–મંછા બિલાડી ને તેનાં ત્રણ બચ્ચાં ! આટલા જીવ તો એ ઘરનાં

કાયદેસરનાં રહેવાસી ઉપરાંત. બીનહક્કદારો રહ્યા તે જુદા–માંકડ–મચ્છર–બણબણ કરતી માખીઓ–વૈકુંઠ નાનું ને ભગતડાં વધારે તેની માફક ખૂણામાં દોડાદોડ કરતા ઉંદર, ને વાળી વાળીને કાઢયા છતાં ઓસરીમાં ચઢી જતા જૂવા !

ઓરડીની ચારે બાજુ ઉછરેલાં ગલકી–તુરિયાં–દૂધી–ચીભડાંના વેલા અને ભીંડાના છોડ–એ સર્વ, વસ્તી વગરના જગતમાં, જીવતાં પ્રાણી હોય તેમ એમનો સહવાસ પણ મીઠો લાગતો.

ગાડીના ટાઇમ પણ એટલા બધા ખરાબ હતા કે અરણ્યમાંથી છટકી જોડેના ગામડામાં રહેવાનો વિચાર કોઇ કરે તો એ સફળ થાય તેમ ન હતો. ગાડી સવારમાં વહેલી છ વાગે આવતી તે દિવસના બીજા બે ટાઇમ આવજાવ કરી છેક છેલ્લી રાતના નવ વાગે પાછી ફરતી. દિવસમાં ગાડીના ચાર ટાઇમ વખતે પાંચ પાંચ મિનિટ એ સ્થળમાં ચેતન પ્રગટતું. પરંતુ બાકીના ચેતનરહિત સમયે એ જગા વગર જેલે જેલની ગરજ સારતી. રાતે કોઇ બે દંડા મારી બીજું તો શું પણ કપડાં ખૂંચવી જાય તો ખુદા વગર ત્યાં કોઇ બેલી ન હતું !

તારા શું લખતી હશે તે તમારે હવે અજાણ્યું નથી. પણ મારે ક્યાં લાવવી ? ને ક્યાં સુધી ના પાડવી ? એક વર્ષ ખેંચી કાઢયા પછી મેં મામાશ્રીને બદલી માટે વાત કરી.

એમણે તો એ વાતને ઉડાવી દેતાં કહ્યું: "તું તો ગાંડો થયો કે શું ? ભલભલા વગ–વસીલાવાળાનો નંબર નથી લાગતો ને તને એકદમ દાખલ કરાવી દીધો એ કંઇ નાનીસૂની વાત છે ? તરત બદલીની વાત કરીએ તો સાહેબ ઉલટા ખીજાય."

તારાને તેડવાની સીધી વાત તો હું કેવી રીતે કરી શકું ? એટલે મેં ત્યાંની મુશ્કેલી જણાવી: "એ જંગલમાં લૂંટી લે તો ય શી સ્થિતિ ? ને સાથે રહેનારની ય શી વલે ?"

મામાશ્રી મારો કહેવાનો ભાવાર્થ સમજ્યા હોય તેમ બોલ્યા: "પણ એકલા પડી રહેતાં શું થાય છે? ઓછી એ જગાએ જિંદગી કાઢવાની છે? બે વર્ષ રહેવું પડે તો જેમ તેમ ખેંચી કાઢવાનું. એ તો આપણા ગુજરાતીઓ જ જ્યાં હોય ત્યાં બૈરી–છોકરાં લઇને રહે છે; નહિ તો સીંધીઓ, પંજાબીઓ, ભૈયા વગેરેને આપણે નથી જોતા? ગમે તેટલો વખત પરદેશ રહે, પણ બૈરી–છોકરાં તો દેશમાં જ."

પણ મામાશ્રીની સલાહ માનવા જેવી મારી સ્થિતિ ન હતી; એટલે બદલીની રાહ જોયા વગર એ જંગલ–ધામમાં હું તારાને તેડી લાવ્યો.

નિર્જન સ્થળમાં માનવભૂખી એની આંખો, ગાડી સિગ્નલની અંદર પ્રવેશે ત્યારથી ઓરડીની લોખંડની જાળી પાછળ, ઉતારુઓને જોવા આતુર થઈ રહેતી. ને ગાડી વીસલ મારી, નછૂટકે ઊભી રહી હોય તેમ છણકો કરી ચાલવા માંડતી, ત્યારે જેલની જાળીમાં પુરાએલા કેદીને મળવા આવેલો માણસ ચાલ્યા ગયા પછી ભૂતકાળનાં સ્મરણો તાજાં થઇ તેને નિરાશ કરે તેમ એ પકડેલી જાળી મૂકી આંખે અંધારાં આવતાં હોય તેમ નીચે બેસી જતી.

આ એનો એકધારો નિત્યનો કાર્યક્રમ જોઇ હું એને કહેતો: "તારા! અગસ્તી તું વગર જેલે જેલ ભોગવી રહી છે."

મશ્કરીમાં બોલતી હોય કે સાચું, એ બિલકુલ વર્તાવા દીધા વગર એ જવાબ આપતી: "હું ના જાણતી હોઉં ત્યારે ને? તમારે તેડવી જ નહોતી. પણ હવે તો એવી કોટે વળગી છું કે મરું ત્યાં સુધી તમારાથી સહેજ દૂર ન ખસું."

"હમણાં નહિ તો ત્રણ મહિના પછી તો જવું પડશે ને?" મેં એના શરીરમાં થએલા ફેરફાર તરફ દષ્ટિ કરી, હસતાં હસતાં કહ્યું.

"કહેનાર કહી રહ્યા! હું મહિનાથી વહેલી જનાર નથી." મારા તરફ તાકતી એ બોલી ને મને તાકીદ આપતી હોય તેમ ઉમેર્યું: "તમે જાણો સિમંત વખતે ઘેર મૂકીને આવતા રહીશું, તે નહિ બને."

"ધાર કે હું આવતો રહ્યો તો..."

"પણ હું આવવા દઉં ત્યારે ને ?"

"દમયંતીની માફક પાછળ ખોળતી તો નહિ આવે ને ?"

"એ તો તે વખતે ખબર પડશે."

આમ જંગલમાં મંગલ કરતું અમારું એક વરસનું સહજીવન ક્યાં વહી ગયું તે ખબરે ય ન પડી. પેલાં બિલાડીનાં બચ્ચાં સાથે તારાને એવી દોસ્તી જામી ગઇ હતી કે એમને રમાડતી હોય ત્યારે મારા આગમનની ય ખબર ન પડતી. જમનાનાં છોકરાં ને બકરીનાં લવારાં એનાં સહોદર હોય તેમ મારી ગેરહાજરીમાં એનાં નિકટનાં સાથી થઈ પડયાં હતાં. ઘણી વખત તો તારા એમને જુદી જુદી વાનીઓ ચખાડતી હોય ત્યારે, મારાથી એ બિચારાં શરમાઈ જશે એ બીકે, હું બારણામાંથી પાછો વળી જતો, ને તારાને એમના કબજામાંથી હું બીનકાયદેસર ખૂંચવી લેતો હોઉં તેમ, એ જતાં ત્યારે મારા તરફના અણગમાની છાયા ઝાંખી ઝાંખી દેખાયા વગર ન રહેતી. અને એ ખીજ, ગેલ કરવા આવતાં બચ્ચાં ઉપર મારપીટ તરીકે તથા આંગણાનાં વેલાનાં પાંદડાં ચૂંટવામાં વ્યક્ત થતી.

આમ તારા સાથે જડાઈ ગએલાં બાળકો ને બચ્ચાંને એનો વિયોગ કદાચ મારા કરતાં વધારે સાલવાનો હોય તેમ દરરોજ સાંજે છૂટાં પડતી વખતે આ એક પ્રશ્ન અચૂક પૂછાતો: "કાકી ! તમારે જવાને હવે કેટલા દિવસ રહ્યા ?"

પંદર દિવસ રહ્યા ત્યારથી તો છોકરાં આખો દિવસ એની એ જ વાત કરતાં. 'કોને ભસે છે, મૂઆ ! કાકી તો હવે જવાનાં છે.'

મ્યાઉં મ્યાઉં કરતાં બચ્ચાંને કહેતાં: 'પાપડ બહુ ભાવે છે. પણ કાકી હવે જવાનાં છે, એટલે ખાજો !'

બકરીનાં બચ્ચાં તરફ જોઇ સંતોક કહેતી: "ભલું જે હોય તે કાકીના ઘરમાં પેસી ખાઈ આવે છે. પણ કાકી જાય એટલે પેલા કાકા

જોયા છે ને ? મારી મારીને લોટ કરી નાંખશે."

જવાના દિવસ નજદિક આવતા ગયા, તેમ તેમ તારાનું શરીર નરમ થવા લાગ્યું. મને ચિંતા પેઠી કે કદાચ તાવ શરૂ થઇ ગયો હોય તો મૂકી આવતાં ભારે પડશે. મેં કહ્યું: "તારા ! ચાલને મૂકી આવું."

તારા મોં ચઢાવી કહેતી: "મને તો વાદ ય પડવાના નથી. ઘરમાં સીધું સમું કરવાનું બાકી છે. ને હું જઇશ એટલે તમારે ખાવા નહિ જોઇએ ?"

હું ગંભીર થઈ કહેતો: "એ તો બધું થઈ રહેશે. કોઈનું અડયું રહ્યું છે ? પણ કદાચ તને શું છે ને શું નહિ..."

"એટલે તમારે માથેથી આ લપ જાય તો સારું, નહિ ?" તારા મને બોલતો રોકી, કહેતી કહેતી હસી પડી: "મને મારો જીવ અળખામણો નથી, હોં."

મેં બીજું કારણ રજૂ કર્યું: "તું ય હજુ બીનઅનુભવી એટલે કદાચ ગણત્રીમાં ભૂલચૂક..."

"બીનઅનુભવી પણ સ્ત્રી છું–તમારી માફક પુરુષ નથી." કહી મને ગાલ ઉપર ટપલી મારી બીજે કાજેકામે વળગી. મેં ય પછી બહુ વાદ-વિવાદ ન કર્યો.

ને ત્રીજે જ દિવસે એને ચૂંક શરૂ થઈ. તે દિવસે તો ગાડી ઊપડી ચૂકી હતી એટલે મેં કહ્યું: "હવે તો કાલની ગાડીએ મૂકી આવું એટલે નિરાંત મટે."

જમના મારા અજ્ઞાનને હસતી હોય તેમ બોલી: "તમે ચોપડીઓમાં વાંચ્યું છે કે નહિ ? આ તો છેલ્લી ચૂંક છે. બહુ બહુ તો બે દિવસ કાઢશે."

મને તે વખતે તારાની ખોટી જીદ માટે કેટલો કંટાળો આવ્યો હશે ? સારું હતું કે સિમંત બાદ પાછી આવી ત્યારે એ એની નાની બેનને

"અમે સાથે પાછાં જઈશું" કહીને તેડી લાવી હતી. એટલે પંદર વર્ષની કાન્તા, ખાટલા આગળ જા–આવ કરી શકે એવી, હયાત હતી. પિંડાલામાં, ચાર ગામ વચ્ચે કામ કરવા સરકારે નર્સ મૂકી હતી, તે બીજી સગવડ હતી. ને સૌથી મોટી ઓથ તો જમનાની હતી. તારાની આવી સ્થિતિમાં એને કંઈ કહી હેરાન કરવાનું ઉચિત ન લાગતાં હું આ પ્રસંગ પૂરતો ન-છૂટકે મૌન રહ્યો.

ત્રીજે દિવસે પ્રાતઃકાળે તારાએ એ જંગલમાં પુત્રને જન્મ આપ્યો. અને એ સમાચાર જ્યારે સગાં–સ્નેહીઓએ જાણ્યા ત્યારે મારા ઉપર શું વીત્યું તે તો મેં પહેલેથી જણાવી દીધું છે.

તારાનો એ મરણ–ઘાંટીનો પ્રસંગ નિર્વિઘ્ને પાર ઊતર્યો. અને પત્રો વાંચી એનું સદાનું હાસ્યરમતું મુખ ફરીથી એક વાર અટ્ટહાસ્યમાં ડૂબી ગયું.

પેલી દાબી રાખેલી ચીઢ જાગ્રત કરતાં મેં કહ્યું: "તું તો હસે છે, પણ કંઇ થયું હોત તો ગધેડે હું જ બેસત ને? જે હોય તે ઊલટો મારો જ વાંક કાઢે છે. તને તે દા'ડે કહ્યું ત્યારે તું વેળી કહેવા મંડી: હું સ્ત્રી છું–પુરુષ નથી."

હજુ હાસ્ય ન શમ્યું હોય તેમ એ બોલી: "તે સ્ત્રી નથી ત્યારે શું પુરુષ છું?"

"તે તું જાણે. આખા મહિનાનું તો ભાન ન રહ્યું."

"તમને ના રહ્યું હોય ત્યારે, મને તો બધું ય હતું. વગર સમજ્યે આ જંગલમાં કાન્તાને તેડી લાવી હોઈશ?"

"એટલે?"

"મેં તમને કેટલી વખત કહ્યું હશે? હું તમારાથી દૂર ખસવાની જ નથી."

"પણ આ વખતે?"

"એની મને ઓછી ચિંતા ન હોય. જમના એટલી હોંશિયાર છે કે નર્સે પણ એને એક વખત બોલાવી હતી. નર્સને તો પહેલેથી વાત કરી મૂકી હતી."

બધી યોજના આગળથી નક્કી જ હતી, પણ મને જ અંધારામાં રાખવામાં આવ્યો હતો, એવી મને ખાત્રી થઈ એટલે મારાથી બોલાઇ ગયું: "મારે શું ? જીવથી જાત તો તું જાત."

મોં બગાડી તારા બોલી: "એ તો હું જાણું છું. હું મરું એમાં જ તમે રાજી છો."

જવાબ આપ્યા વગર હું બહાર ચાલ્યો ગયો.

સવા મહિને તારા ઘરમાં બધે હરતીફરતી થઇ, ત્યારે અચાનક મારી બદલી શહેરમાં થઇ. એકાદ મહિને ત્યાં ઠરી ઠેકાણે પડયાં એટલે તારાને એના પિતા તેડવા આવ્યા. એ આવ્યા એના આગલે દિવસે બચુને સાધારણ તાવ આવ્યો હતો. એમને દુકાન અંગે પરચુરણ ચીજો લેવાની હતી, એટલે બેએક દિવસ તો રોકાવાના હતા. એ પાંચ દિવસ રોકાયા પણ તાવ ન અટકયો. કવૉર્ટર્સની બીજી સ્ત્રીઓએ પણ સલાહ આપી: "આવી માંદગીમાં શહેરની સગવડ મૂકી ગામડામાં જવું એ મૂર્ખાઇ કહેવાય. મોસાળ કંઇ નાસી જવાનું છે ? મહિના પછી જવાય." એ દિવસ વધુ રોકાઇ તારાના પિતા છેવટ એકલા વિદાય થયા.

બીજા થોડા ઘણા નહિ ને પાંચ માસ તારાએ ખેંચી કાઢયા. છેવટ "છૂટી ન પડવા"ની વાત કરતી તારા બચુને લઇ પિયર ગઈ. પણ રડતું જાય તે મૂઆની ખબર લઇ આવે તેમ પૂરા દશે ય દિવસ ત્યાં નહિ થયા હોય ત્યાં બચુ ફરીથી એવો માંદો થઇ ગયો કે હાથપગ ખેંચાઇ જવા લાગ્યા.

બાપે હક પ્રમાણે જે 'નજરાણો' કરવો પડે તે ઝટપટ તૈયાર કરાવી તારાને સાસરે વિદાય કરી. અને પિયરિયાંએ છૂટકારાનો દમ ખેંચ્યો:

"ભાણાને મોસાળ સહુ નહિ. શું છે ને શું નહિ, એને ઘેર હોય તે સારું ! વા'લ હશે તે કંઈ ઢાંકયું રહેવાનું છે?"

તારા પંદર દિવસ ઘેર રહી હશે ત્યાં તો માને મારું દુઃખ લાગી આવ્યું: "અહીં વગર કામનાં ત્રણ-ચાર જણ આધાં પાછાં થઈએ છીએ ને ત્યાં એને ખાવા પીવાની ઉપાધિ. શહેરનો મામલો એટલે વીશીથી તો ઊલટું શરીર વહેલું બગડે."

હજુ એને ગયાં મહિનો ગઇ કાલે જ પૂરો થયો હતો, ત્યાં તો હું ઓફીસમાં કામ કરતો હતો ત્યાં 'મોટાભાઈ!' કહેતાં વિનોદે બૂમ પાડી.

જોડેની ખુરશીમાં બેસવાની ઇશારત કરી મેં પૂછ્યું: "આ ગાડીમાં આવ્યો ?"

વગર બેઠે એણે કહ્યું: "ચાવી આપો ને, ભાભીને મૂકવા આવ્યો છું."

સાંજે ઘેર જઇ બોલ્યા ચાલ્યા વગર હું કોટ ઉતારતો હતો ત્યારે સગડીમાં કોલસા પૂરતી પૂરતી તારા બોલી: "તમારા મનને તો જાણે બે ચાર મહિના આ લપમાંથી છૂટયા ! પણ હું તમને એમ નહિ બોલો તોય છોડવાની નથી."

અને મહિનાના વિયોગ પછી અમે હતાં તેમ પાછાં સંધાઇ ગયાં.

જગતે કદી નહિ જોએલા એવા વિશ્વયુદ્ધના કટોકટીના તબકકે પણ જાણે કોઇને કંઇ વાત કરવાનો વિષય ન જડતો હોય તેમ ઓફીસના નાનાથી મોટા, છપ્પન વર્ષના શંભુકાકા સુધીના દરેક, હું જ વાર્તાનો વિષય હોઉં તેમ મારી આસપાસ જ વાર્તા ગૂંથતા.

"કેમ મી. જીવણલાલ ! કંઇ બાઉન્ડરી ઉપર બાઉન્ડરી કુદાવવા ધારી છે કે શું ?"

"કેમ શું છે, સુરેન્દ્ર ?" કાર્બન પેપર કાઢી પાન બદલતાં ચિમનલાલે પૂછ્યું.

"બીજું શું ? એ ભાઇનું પરાક્રમ સ્તો ! તમારાથી જો કંઇ વળતું

હોય તો ! સાત વરસ થયાં ! અને એણે તો ત્યાં સુધીમાં બીજું ય તૈયાર કરી દીધું" સુરેન્દ્ર મારા તરફ નજરનો કટાક્ષ કરી જાણે કહેતો ન હોય; "ખોટું ન લગાડતો, એમ કહીને બેટમજીને જ બનાવું છું !"

દેઢ કલાકે શંભુકાકાને વાતમાં રસ આવ્યો હોય તેમ પૂછ્યું: "ખરું, જીવણ ?" અને એકાએક લાગી આવ્યું હોય તેમ ઠપકો આપતાં બોલ્યા: "બિચારીને હજુ થાક તો ખાવા દે."

રેલ્વેના એકધારા, રસહીન જીવનમાં આવા કોઈ રસિક વિષય વગર, સાધારણ રાજદ્વારી, ધાર્મિક કે સામાજિક પ્રશ્ન પર રસિકતા જામતી નથી. અને જામે છે ત્યારે નાના-મોટા, ઉપરી-હાથ નીચેના એવો કોઈ ભેદ રહેતો નથી. એટલે સ્ટાફના ઉપરી-વડીલ શંભુકાકાને મશ્કરો મોહન કહેતાં અચકાયો નહિ: "કાકા ! તમે ઘરડા એ વાતમાં શું સમજો ?"

એ દલીલને સ્વીકારતા હોય તેમ શંભુકાકા ડોકું હલાવતાં બોલ્યા: "હા, ભાઇ, હા, અમે કંઇ જુવાની જોએલી ? હું તમારા ભલા માટે કહું છું. બહુ કરશો તે થોડા માટે. ઉપરાછાપરી શરીર ઉપર ઘસારો નાખશો તો એ નભશે ક્યાં સુધી ? હાથે રોટલા ટીપતા થઈ જશો, હાથે !"

સુરેન્દ્ર કહે: "કાકા ! હજુ કંઇ અમે ઘરડા નથી થઈ ગયા કે એવું થાય તો નવો સંસાર ન વસાવીએ..."

"એક નયા સંસાર બસા લે..." મોહને ગાયન છેડ્યું.

ઓફીસમાંથી ઘેર જાઉં ત્યાં ય આની આ મોકાણ ! બાઇઓનો વારો ઊતરી બેનોનો બેસતો હોય તેમ સુશીલા સલાહ આપતી: "તારા બેનના શરીર સામું તો જુઓ...કેવું ફિક્કું ફસ થઇ ગયું છે ! તમે તો આખો દિવસ ઓફિસમાં પડયા રહો છો ને એ તો અહીં તાવે ફફડે છે. રમણલાલ ડોકટરને પહેલેથી શરીર બતાવી દવા કરો. નહિ તો આ વખતની સુવાવડ ભારે પડશે."

બચુને રમાડતો હોઉં ત્યાં જશોદાને યાદ આવતું: "હવે તમે તમારા ભેગો સુવાડવાની ટેવ પાડો, નહિ તો તે વખતે હેરાન કરી નાખશે."

સૌનાં વડીલ જેવાં જયાગૌરી તારાના ક્ષીણ થઇ ગએલા શરીર તરફ જોઈ કહેતાં: "જૂના રિવાજ ઘૈડીયાંએ કરેલા તે કંઇ ખોટા નહિ. સિમંત આવ્યું ત્યારથી વહુ પિયર જાય તે પહેલી વાર તો ભલું હોય તો વરસે જ સાસરે પગ મૂકે. એટલે શરીરને જોઇતો આરામ મળે. પણ આ તો ભાઇ નોકરી કરે એટલે સાસરિયાં કહેશે: "જમાઇને ખાવાપીવાનું દુ:ખ એટલે મોકલી દોને છોડીને એને ઘેર." એ દુ:ખમાં ને દુ:ખમાં બિચારી આજની વહુઓ મરવા પડી, તે કોઇને નથી સૂઝતું."

અને દરેકની આંખ વાત કરતી વેળા મારા તરફ, હું ગુનેગાર હોઉં તેમ, દૃષ્ટિ ફેંકતી. મારી કોઇ મશ્કરી કરે કે દોષ હોય તો ઠપકો આપે તેની મને મુદ્દલે ચીઢ નથી. પણ મને એક જ વસ્તુ ખટકયા કરતી કે હું એકલો દરેકની દષ્ટિએ કેમ ગુનેગાર દેખાતો હોઇશ? તારા આમાં કેટલી જવાબદાર હતી એ મારું મન જાણતું હતું. છતાં એ નિર્દોષ હોય તેમ એને જે હોય તે કહેતું: "એમને તો બહાર રહ્યા એટલે કાયમનું દુ:ખ રહ્યું. પણ આપણે આપણું શરીર સાચવવું જોઇએ ને? હમણાં છ મહિના પિયર રહી હોત તો આ દશા થાત?"

પણ એને કોઇએ ન પૂછયું કે: "તેં તારા જીવન સાથે શું કરવા રમત કરવા દીધી?" તો તો ખબર પડત કે એમાં તારાનો હિસ્સો કેટલો હતો. પણ પુરુષના અત્યાચારથી ટેવાઈ ગએલા સમાજે તો પુરુષને ગુનેગાર કોણ માની લીધો છે. એટલે તારા પાસેથી, એમને મન, જાણે શું નવું પૂછવાનું હતું?

પણ તારાને મેં કેટલી ય વખત કહ્યું હશે: "હવે જીવનમાં સંયમને સ્થાન હોવું જોઇએ."

મારા એ વાકયનો ઉપહાસ કરતી હોય તેમ કોટે વળગતાં એ કહેતી: 'હું ય માનું છું–સંયમ તો...' અધરોષ્ટ પાન કરતી એની આંખો જાણે કહેતી: "ના કેમ જોઇએ?"

ઘોડિયામાં સૂતેલો બચુ અમારી ચેષ્ટાને વગર સમજ્યે હસતો ત્યારે

તારાને એનો ટેકો મળતો: "જુઓ, બચુ ય કેટલો ખુશ થાય છે?"

"એને કેવા સંસ્કાર પડે, તે ખબર છે?"

"તમને ભણેલાને તે સંસ્કારનું ભૂત વળગ્યું હોય છે કે શું? છોકરું થયું એટલે આપણે કંઈ ઘરડાં થઈ ગયાં?"

"ઘરડાં તો નહિ-પણ જીવનમાં ઓછામાં ઓછો અમુક હદ સુધી તો સંયમ..."

મારા એ વાક્યને ગળી જતાં તારા બોલી: "બહુ દાંડા સંયમ પાળ્યો..."

તારાના આ વિચાર સાથે હું સંપૂર્ણ અસહમત થયો હોત તો એ શું કરી શકત એ પ્રશ્ન કદાચ મને ગુનેગાર ઠેરવવા તમે ન્યાયાધીશ તરીકે પૂછી શકો. પણ મારો મુખ્ય વાંધો તો "તારાની મરજી વિરુદ્ધ જાણે મેં એની એ દશા કરી હોય" એ પરત્વે હતો.

પણ હું ગુનેગાર કોમનો હતો, એટલે મારી વાત સાંભળે તો ય કોણ સાચી માને?

ને હજુ, મારે લલાટે એથી ય મોટો ગુનો લખ્યો હોય તેમ તારા એ બીજી વખતની પ્રસૂતિમાં ન બચી શકી.

જગતે શું કહ્યું તેનો સાર તારાની બેનપણી ઊર્મિલાના આક્ષેપમાં હતો. "તમે જ બિચારીને તમારી પાસે ગોંધી રાખી, ગુંગળાવી મારી. સ્ત્રીઓનું રાજ્ય હોય તો તમને તારાના ખૂની તરીકે શિક્ષા થાય શિક્ષા!"

ગુનેગાર કોમને માથે આવા કેટલા ખોટા આરોપ ચોંટતા હશે?

*



# ૩ : હે પ્રભુ !

સાંજના પાંચ વાગ્યા હતા. આખા દહાડામાં ગાડી અને મોટરની મુસાફરી ઉપરાંત પગે ચાલીને મેં પાંચસાત માઇલની દડભરી રસ્તાની મજલ પણ કાપી હતી, એટલે આણંદ જવા નડિયાદના મોટર સ્ટેશને આવ્યો ત્યારે થાકી ગયો ન કહું તો ય હું ડખરાઇ ગયો હતો તો પૂરેપૂરો.

કર્મ સંજોગે મોટર ઊપડવાની તૈયારીમાં હતી, પરંતુ જગ્યાના અભાવે ટિકિટ ન મળી, એટલે 'હાશ' કરતો બાંકડા ઉપર હું લોચો થઇને બેઠો. આંખો આપઆપ નીચે ઢળીને મિંચાઇ ગઈ.

ઘરરર કરતી મોટર ઊપડી ગઇ. બીજી મોટર આવતાં થોડી વાર થવાની માની મેં બાંકડાની પાછળ ટેકો દેવાની ઉપલી પાટલી ઉપર માથું મૂક્યું. આંખ તો ઊઘડવા માગતી જ ન હતી.

પરંતુ એટલી શાંતિ ય ઝાઝી વખત ન ટકી. મને ધોયેલા મૂળા જેવો, ઉજળાં કપડાં પહેરેલો જોઈ મારી શાંતિનો ભંગ કરતી બૂમ પડી: "સાહેબ ! ચંપલને પાલીસ બનાવી દઉં ?"

"જાને ભાઈ હવે" આંખ ઉઘાડયા વગર જ મોંને બદલે મન કટાણું કરી હું બોલ્યો

નીચે પડેલાં ચંપલ પણ એના સામું તાકી રહી મૂગી ભાષામાં કહી રહ્યાં હશે: "ભૂંડા ! જરા અમારા દેદાર જોઇને તો વાત કર. ચાર મહિના ઉપર મોચીને ઘેર તૈયાર થયાં ત્યારે એણે પાલીસનું છેલ્લું પોતું માર્યું હતું એ જ ગનીમત."

પણ મારું કે ચંપલનું કહેવું એણે કાન ઉપર ધર્યું જ ન હોય તેમ એ બોલ્યોઃ "સાહેબ ! સરસ બનાવી દઈશ. એમાં તમારે કહેવું જ નહિ પડે."

આ વખતના શબ્દો કાનને મધુર અને કોમળ લાગ્યા. ચંપલ પોલીશ કરાવવા નહિ, પણ એ મધુરતા અને કોમળતાને જોવા સ્વાભાવિક રીતે આંખ ઊઘડી.

મારી સામે મજબૂત બાંધાનો ગૌરવર્ણો અને ફાટેલાં પણ એના ગજા પ્રમાણે સ્વચ્છ ખમીસ ચડ્ડીવાળો દસેક વર્ષનો છોકરો ઊભો હતો.

હજી હું એને પેટ ભરીને જોઈ રહું, તે પહેલાં એ ફરી બોલ્યોઃ "સાહેબ ! સરસ બનાવી આપીશ."

આ વખતની એની મોહકતાએ હું ચળ્યો હોઉં તેમ બોલ્યોઃ "શું લઈશ?"

"એક આનો."

"અરે ચંપલનો શાનો એક આનો? બે પૈસા આપીશ."

"ના સાહેબ, પોલીસ ચોપડીશ. રંગ લગાડવાનો નથી."

બાળકના મોં ઉપરના ભાવ, એની મોહક આકૃતિ, બોલવાની મીઠાશ, કામ મેળવવાની તત્પરતા—મારા મગજમાં અણધારી ભરતી આવી ચડે તેમ વિચારો ચડી આવ્યા

મોંએથી બોલ્યા વિના મેં આંખથી ઈશારત કરી ચંપલને પોલીશ કરવાની મંજૂરી આપી.

ચંપલ લઈને એ બાંકડાની પાછલી બાજુએ બેઠો. ચંપલ સાત માઈલ જેટલું દડમાં અથડાયાં હતાં એટલે એના ઉપલા પડ ઉપર ચોંટી ગયેલી માટીના બેટ ઉપસી આવ્યા હતા.

છોકરે પોલીશની ડબી ખોલી, તેના ઉપલા ઢાંકણાની ધાર વતી પ્રથમ બેઉ ચંપલને ચોંટેલી એ માટી ઉખાડી નાખી.

અને કંઇક શોધતો હોય તેમ એની નાની કોથળીમાં બે વખત એણે હાથ ઘાલી જોયો. છેવટ એણે પાછળ મોઢું ફેરવી બૂમ પાડી: "મગના ! ઓ મગના !"

ત્યાંથી થોડેક છેટે ઊંચે આકાશમાં જોઇ રહેલો નાનો છોકરો બૂમ સમાણો દોડયો આવ્યો. અને કંઈ બોલતાં પહેલાં હાથમાંના બ્રશ વતી ચંપલને સાફ કરવા લાગી ગયો.

નાના છોકરાને જોતાં જ મને મારો સાત વર્ષનો રમેશ યાદ આવ્યો. બંને લગભગ સરખા લાગ્યા, દેખાવમાં પણ. મારો જ દીકરો આમ કોકનાં ચંપલ સાફ કરતો હોય તો? મારા કાળજે કાપ મુકાયો. થયું કે એ બાળકોના હાથમાંથી ચંપલ લઈ લઉં! ભલે એકને બદલે બે આના આપું, પણ એ કુમળાં બાળકો મારાં ચંપલને પોલીશ કરે એ તો મેં એક ગુનો કર્યો જ કહેવાય.

પણ તેમ કરતાં ય મારો જીવ ન ચાલ્યો. મારી જેમ જો બધાં જ કરે તો એ કમાય શું? અને લોકની દયા ઉપર ભીખ માગીને જીવે તે કરતાં આવું કામ કરે તે ય શું ખોટું?

મારા એક ચંપલને સાફ કરી બીજી હાથમાં લેતાં નાનો છોકરો બોલ્યો: "ભઇ! પેચ જબરા લાગ્યા છે. કાળા મથ્થાવાળો પતંગ જો કપાય ને આપડા હાથમાં આવે......"

મારી નજર ગઇ, ઊંચે ઊંચે બે પતંગોના પેચ ચાલતા હતા. મને રમેશની બૂમ સંભળાઇ:

"બાપુજી! મને આવી નાની પતંગ નહિ; મોટી, કિનાર બાંધેલી ને દોરનું મોટું પીલ્લું!"

રોજ તો હું એના એ કોમળ શબ્દો ઉપર હસતો જ. જવાબ પણ આપતો કે: "તું પતંગ ઉડાડે એવડો તો થા. અત્યારે તો તારે પતંગ ફાડવો જોઇએ. અને ફાડવા માટે નાની પતંગ સારી."

પણ રમેશને મારા કરતાં સત્ય જુદું જ લાગતું હતું. એનાથી પતંગ ચગતી ન હતી, તેમાં એ પોતે નાનો છે, પોતામાં એટલી આવડત નથી, એમ એને લાગતું ન હતું. એણે જે જે પતંગો ચગતા જોયા હતા તે બધા મોટા હતા.

એટલે મારા જવાબનો સ્વીકાર ન કરતાં એ કહેતો: "તમે નાની પતંગ લાવી આપો પછી શી રીતે ચગે?"

હું આગળ દલીલ જ ન કરતો. એની માગણીનો સ્વીકાર કરતો: "સારું, મોટો પતંગ લાવી આપીશ, થયું."

"દોરનું મોટું પીલ્લું પણ."

હું હસીને કહેતો: "સારું."

હું એ સ્મૃતિમાંથી જાગ્યો ત્યારે મોટો ભાઇ મારા એક ચંપલને—એની પટ્ટીઓ અને તળિયાની ધારોને—ઝીણવટથી પોલીશ લગાડતો હતો. અને નાના—મગને—મારું બીજું ચંપલ સાફ કરી નીચે મૂકતાં કહ્યું: "ભઇ! બાએ કહ્યું છે, તું ઘેર જતાં મને પતંગ લઇ આપીશ ને?"

દસેક વર્ષના મોટાભાઈના મોં ઉપર ગંભીરતા છવાઇ. એણે કંઇ જવાબ આપ્યા વગર પોલીશ કરવામાં જ ધ્યાન આપ્યું.

એને ઓળખી ગયેલો મગન બોલ્યો: "જો ભઈ, આજ તો હું રડીને ય તારી પાસે આનો લેવાનો. બાએ કાલે ય પતંગ લેવાનું કહ્યું'તું, પણ તેં ના લઇ આપી."

મોટોભાઇ બોલ્યો: "તું બાને પજવે છે એટલે બા તો કહેસ્તો! પણ બાને તાવ આવે છે, નોકરી તૂટી ગઇ છે. બા કે'છે કે લોક એને જ્યાં જશે ત્યાં જંપીને નોકરી નહિ કરવા દે. બાને, મગના, આપણી ફકર છે. ત્યારે તું મુઆ પતંગો અને દોરામાં પૈસા બગાડવાની હઠ કરે છે. એક આનો એવો બગાડયા કરતાં બા સારુ મોસંબી લઇ ગયા હોઇએ તો?"

જાણે બંને ભાઇઓ એમની સૃષ્ટિમાં લીન થઇ ગયા હોય તેમ

સંકોચરહિત વાત કરી રહ્યા હતા. મને આ કુટુંબનો ઇતિહાસ જાણવાનું મન થઇ આવ્યું, પણ પ્રશ્ન પૂછી ખલેલ કરવી ઇષ્ટ ન હતી.

મગન કહેતો હતો: "તે ભઈ, તું પાલીસ કરે છે, પછી બાને નોકરી શું કરવા કરવી પડે?"

મોટો ભાઇ: "પણ પાલીસથી આપણું બધાનું ખાવાનું પૂરું થાય? ને તેમાં તું પાછો બીજાના વાદ કરી પતંગ માગ્યા કરે!"

"ભઈ! એક વાર લાવી આપ જા, પછી નહિ માગું." મગનનું બાળહૃદય પતંગની મોહિની મૂકે શી રીતે?

મોટો ભાઇ બોલ્યો: "મગના, તેં બાની કને ધ્રુવની અને પ્રહ્લાદની વાત સાંભળી છે. એ આપણા જેવડા નાના છોકરા હતા પણ કેટલું દુ:ખ ભોગવ્યું. પાંચ વરસનો ધ્રુવ વનમાં તપ કરવા ગયો'તો. ને પ્રહ્લાદે લોઢાને થાંભલે બાથ ભીડાવી. તું પતંગ મૂકતો નથી તો એટલું દુ:ખ પડે તો........"

મોટો ભાઇ હજુ એ વાત પૂરી કરે તે પહેલાં ઊંચે પેચ લડતા પતંગ સામે નજર રાખી રહેલો મગન, હાથમાંનું ચંપલ નીચે નાખતો નાઠો: "એ કાળા મથ્થાવાળો પતંગ કપાયો......"

સ્થિતપ્રજ્ઞની માફક મોટો ભાઇ એને રોકયા વગર એક ચંપલ મૂકી બીજું ચંપલ પોલીશ કરવા લાગ્યો. મારી આંખમાં પાણી આવી ગયું, અને ગળે ડચૂરો ભરાયો હોય તેમ બોલી તો શકાયું જ નહિ.

મારું મસ્તક કોઇ ઝૂંપડીમાં તાવે ફડફડતી એ બાના ચરણે ઝૂકી પડયું!

એ મથ્થાવાળો પતંગ તો છાપરે ઝંડા લઇ ઊભેલા મહારથીઓમાંના એકના પંજામાં તરત સપડાઇ ગયો; અને મગન વીલે મોઢે પાછો આવ્યો.

મોટો ભાઈ પોલીશ કરી રહી ડબી બંધ કરવા ઢાંકણું શોધતો હતો, ત્યાં મગનની નજર ડબ્બી ઉપર પડી. પતંગ ભૂલીને એનું બાળમગજ બીજે

રોકાઇ ગયું: "ભાઇ! ડબ્બી આટલી બધી ભેણી થઇ ગઈ!"

મોટો ભાઇ આંખ ખેંચીને બોલ્યો: "આનો કંઇ મફતનો થાય છે કે પાલીસ બરાબર કર્યાં વગર કોઇ આલે?"

મગન: "હેમતો કંઈ એટલી બધી પાલીસ વાપરતો નથી."

મોટો ભાઇ: "પણ બા શું કે' છે? કામમાં હરામી ન કરાય."

અને મોટા ભાઇએ મારા તરફ નજર કરી ત્યારે મેં, જાણે એ તરફ મારું ધ્યાન જ ન હોય તેમ આંખો બંધ કરી નજર નીચે ઢાળી દીધી.

આંતરદષ્ટિમાં શું દેખાયું તે તો શી રીતે કહું?

"સાહેબ!" મારા પગ આગળ ચંપલ મૂકતાં મોટા ભાઇએ મને જગાડયો: "જોઇ લો, આનાનું કામ કર્યું છે કે નહિ?"

દૂધિયા દાંતે બાળક તીણું બચકું ભરે અને આપણે જેવો સીસકારો બોલાવીએ તેવો સીસકારો મારા અંતરે ભર્યો!

હું હજુ ખિસ્સામાંથી પૈસા કાઢું તે પહેલાં પૉલીશની કોથળી લઇ મગન પણ એની પાસે આવીને ઊભો રહ્યો.

મેં પાવલી કાઢી મોટા ભાઇના હાથમાં મૂકી. બાકીના પૈસા પાછા આપવા એણે ખિસ્સું ફેંદવા માંડયું એટલે મેં કહ્યું: "તું તારે લઇ જા બધા. પાછા નથી જોઈતા."

બંને છોકરા ફાટી આંખે મારી સામે એક પળ જોઈ રહ્યા. મોટો-ભાઇ સ્વસ્થ થતાં, ખિસ્સામાંથી ત્રણ આનીઓ કાઢી મને આપતાં બોલ્યો: "ના, સાહેબ! વધારે ન લેવાય."

જાણે વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ મારો હાથ ધ્રૂજી ગયો. ત્રણે આનીઓ સર્રર્ર્ કરતી નીચે પડી ગઇ.

મોટાએ ત્રણે ય આનીઓ નીચે નમીને લીધી, અને મને આપવા હાથ લાંબો કર્યો.

મેં આનાકાની કરતાં કહ્યું: "આમાંથી નાનાભાઈને પતંગ અને દોર લાવી આપજે."

મોટો ભાઇ હું એમની વાત સાંભળી ગયો હતો તે જાણતાં હસીને બોલ્યો: "એ તો સાહેબ, એ વના ય હું લેઈ આપવાનો છું." અને ખિસ્સામાં પડેલું પરચુરણ કાઢીને મને બતાવવા બોલ્યો: "રોજ કરતાં આજ વધારે પૈસા મળ્યા છે. બા કે' છે કે કોઇનું હરામનું લેવાની દાનત ન રાખીએ તો ભગવાન આલે જ."

અને મારા પૈસાથી પતંગ લેવાનું નાના ભાઈના મનમાં પાણી ન આવી જાય તેની ગણતરી કરતો મોટો ભાઇ મગન તરફ જોઇ મને કહેવા લાગ્યો: "એને જ પૂછી જુઓ સાહેબ, ઘેરથી નીકળ્યા ત્યારે જ કહ્યું છે ને કે સાંજે પતંગ લેઇ આપીશ ? એ તો ઘડીએ ઘડીએ ના માગે એટલે એવું કહેવાનું !"

મારા હાથમાં એ ત્રણ આનીઓ પાછી મૂકી, મારી લાગણી બદલ આભાર માનતો હોય તેમ સલામ કરી મોટા ભાઇએ વિદાય લીધી. નાનો ભાઈ પણ એની પાછળ પાછળ ચાલ્યો ત્યારે મારી દૃષ્ટિ આગળ,

**बुद्धं शरणं गच्छामि ॥**
**संघं शरणं गच्छामि ॥**
**धर्मं शरणं गच्छामि ॥**

ના પડઘા પાડતાં, બા. મોટો ભાઇ અને મગન દૂર દૂર ચાલ્યાં જતાં હોય તેમ લાગ્યાં.

ચોમેરથી હતાશ થઇ ગયેલો માનવી શૂનમૂન થઇ જાય તેમ હું સાવ વિવશ બની ગયો.

ફક્ત મોંમાંથી એક જ ઉદ્‌ગાર નીકળ્યો: "હે પ્રભુ !"



# ૪ : અસ્ત્રીની જાત !

વિમળાએ પુનર્લગ્ન કર્યું. વીસમી સદીમાં એવાં લગ્નોની કંઈ નવાઈ નથી ને તેમાં ય વિમળા તો 'નાતરિયા' નાતની રહી એટલે એમાં ખાસ અચંબો પામવા જેવું ય શું ?

છતાં મહિલા પાઠશાળામાં ત્રીજા વર્ષમાં ભણતી, વીસ વર્ષની એક સુંદર અને સુશિક્ષિત યુવતી પોતાની બચરવાળ બેનની શોકય થઈ અધેડ ઉમરના ગામડિયા, લોઢું ટીપતા બનેવી સાથે સ્વેચ્છાએ, નવમતવાદીઓના શબ્દમાં 'પ્રેમલગ્ન' કરે એ શું ઓછા આશ્ચર્યની વાત છે ?

માનસશાસ્ત્રીઓને માટે ભલે એ માનસવિશ્લેષણનો પ્રશ્ન હોય, સમાજશાસ્ત્રીઓને ભલે એ ગૂંચવતો સવાલ હોય, વાર્તાલેખકો માટે ભલે એ સરસ પ્રસંગ હોય; પણ રૂઢિશાસ્ત્રીઓએ તો તરત, તડ ને ફડ કહી જ નાખ્યું કે "એ તો અસ્રીની જાત ! સાત ભણે પણ આખરે જાત કોણ, રાંડની ને ?"

બીજાઓએ પણ એને ટેકો આપ્યો: "જાત તે જાત અને કજાત તે કજાત. ભગવાને ઊંચ નીચ વરણ બનાવી છે તે કંઈ અમસ્તી ? સાત કરો તો ય જાત લોઢાંની ને ? કાગડો ગમે તેટલો રૂપાળો હોય પણ જઈને બેસે તો નરક ઉપર જ ને ?"

તે દિવસે લોકોએ એના માથા ઉપર એટલાં માછલાં ધોયાં કે કંઈ કહેવાની વાત નહિ. ને સાચેસાચ ધોવા જેવાં ય ખરાં ને ?

શું આખી નાતમાં એને કોઈ પુરુષ જ ન જડયો કે પાંત્રીસ ચાલીસ

વર્ષના મગન લુહાર ઉપર જ પ્રેમ ઢોળ્યો? ને તેય પાછો કેવો? આંક આંક ગામના ખેડૂતોના કોસ, કોદરા ટીપી ત્રણ છોકરાં ને બૈરીનું પેટિયું કાઢતો ગમાર ગામડિયો! તેમાં ય એનામાં ઇંદ્રવારણાં જેવું રૂપે ય નહોતું કે કોઈ સ્રીને વારી જવાનું મન થઈ જાય! ભઠ્ઠીના તાપથી તપી તપીને એનો દેહ સીસમ જેવો પાકો થઇ ગયો હતો. ઘરનો પણ એટલો દુઃખી હતો કે ચિંતાએ એનાં મોઢાનાં ડાચાં જુવાનીમાં જ સૂકવી દીધાં હતાં. ટૂંકી પોતડી, ફાટી બંડી ને ટાલવાળી ટોપી મૂકી એ રસ્તે જતો હોય ત્યારે નાનાં છોકરાં ને નવી વહુઓ પણ લાજને ઓથે દેદાર જોઇ હસતી.

કોઇએ વળી સ્રીહૃદયના જાણભેદુ થઇને ભવિષ્યવાણી ભાખી છે કે સ્રી, પુરુષના અંતરની સુવાસથી, સ્વભાવની નિડરતાથી, હૃદયની ઉદારતાથી અને વ્યવહારિક કુશળતાથી જેટલી આકર્ષાય છે તેટલી ભાગ્યે જ બીજા કશાથી આકર્ષાય છે. એ કસોટીએ ચઢાવતાં ય મગન લુહાર તરફ આકર્ષાવાનું કોઇ કારણ નહોતું. એના અંતરમાંથી સુવાસને બદલે દુઃખની વરાળ નીકળતી હતી. વસવાયા તરીકે જીવતા ગામડાના કોઈ પણ કારીગરમાં ભાગ્યે જ સ્વભાવની નિડરતા હોય છે. એટલે એનામાં એ પણ ન હોય એ સ્વાભાવિક છે. હૃદયની ઉદારતા ઓછી લોઢા કે લાકડાના ગજથી માપી શકાય છે કે એના હૃદયની ખાત્રી કરી શકાય? બાકી એને આંગણે ગયેલું કોઇ ભિખારી ખાલી હાથે નથી ગયું એ વાત તો સાચી. પણ એ કંઇ કોઇ યુવતીને એના ઉપર વારી જવા માટે મહત્ત્વની વસ્તુ છે? અને છેક છેલ્લી વ્યવહારિક કુશળતા તો એનામાં મુદ્દલ જ નથી, એની સાબીતી તો એના ભાઇએ એને વહેંચણીમાં કંઇ ન બતાવ્યું ત્યારથી જગજાહેર છે. ને લોકોએ શિખામણ આપી છતાં એ ભાઇની સામો કચેરીએ જઇને લડી ન શકયો, એટલે ભવિષ્યમાં એ કુશળતા એનામાં આવવાની નથી એ ય સોએ સો ટકા.

છેવટ છેક છેલ્લામાં છેલ્લી કૂંચી લગાડીએ કે પ્રેમ તો આંધળો છે, એને કંઇ કાર્યકારણ હોતાં નથી ત્યારે દરવાજો આપોઆપ ઊઘડી જાય છે. પણ એવી દલીલ વગરની વાત તો સરકારને ય ગળે ઊતરતી નથી.

એ ય સાક્ષી પુરાવાને અભાવે મુકદ્દમો કાઢી નાંખે છે, તો લોકો કંઈ વિમળાના એક કથનથી માની જાય? ને વિમળાએ તો કયાં કશી વાત જ કહી છે?

રણછોડ લુહાર ઘરભંગ થયો એટલે એની સંસાર ઉપરની માયા ઊડી ગઇ. એ ધમણુ ફૂંકતો પણ પોતાના ને બે છોડીઓના પેટ પૂરતી જ. મૂળે કારીગર એટલે એને બીજાઓ કરતાં કામ સારું મળી રહેતું. પણ કારીગરનો મહાગુણ પ્રમાદે ય એનામાં જોઇએ તેટલો હતો. છતાં ઘરની ચોંપ હતી ત્યાં સુધી તો એ ઠીકઠીક કામ કરતો, કરવું જ પડતું. પણ પછી તો કોઇ કહેનાર ન રહ્યું. ઘરમાં બે છોડીઓ. બૈરું મળે એવી સ્થિતિ નહિ. છોકરો નહિ એટલે લાંબી આશા ય નહિ, કોના માટે કમાવું? છોડીઓ તો કાલ ઊઠીને એમને ઘેર જશે. પોતે તો ફક્કડ ગીરધારી, જ્યાં ફરશેહરશે ત્યાં ખાવા જેટલું પેદા કરી લેશે. પછી એના એ જ વિચારમાંથી એને ફક્કડ ગીરધારી કયારે થઈ જાઉં એ જ લેહ લાગી. દીકરીઓને ધકેલી મૂકવી એમાં તે કેટલી વાર? એ જ મહિનામાં એણે ચૌદ વર્ષની રેવા અને સાત વર્ષની વિમળાના વિવાહ કરી નાખ્યા. લગ્ન થયાં કે બંનેને પોતપોતાને ઘેર ધકેલી એ સદાનો જાત્રાએ જતો હોય તેમ ઘરની નાનીમોટી ચીજો વેચીસાટી નીકળી પડયો.

સાત વરસની વિમળાને સાસરીમાં જે સુખ મળ્યું તેનું વર્ણન થાય એમ નથી. વહુ એટલે વહુ, પછી એ પાંચ વરસની હોય કે પચ્ચીસ વરસની. હિમાલયે હાડ ગાળવા જનારને ય જે ન વીતે તે વિમળાને પાંચ વરસમાં વીત્યું. મૂળે બાળક ને તેમાં ય પિયરનો વિસામો નહિ. સગાંની સહાય નહિ. બેને ય બિચારી સ્વતંત્ર નહિ કે એને થોડા દહાડા જીવ મોકળો કરવા તેડી જાય.

ને તેમાં ય બારમે વરસે એ રાંડી ત્યારે તો સાસરિયાંએ પૂરેપૂરું પોત પ્રકાસ્યું. બાપનું તો ઠેકાણું ન હતું. કોઇ કહેતું, મહિનાક ઉપર અમુક જગાએ હતો, તો કોઈ ઇન્કાર કરતું કે એનો પત્તો જ નથી. સાસુ

સસરો તો એવું જ શોધતાં હતાં. બાપ એનો વાલી થાય તો એમને ખોટ જાય એમ હતું. નાનેથી ખવરાવી ખવરાવી મોટી કરી ને ઘર માંડે એવી થઇ ત્યારે બીજે કંઇ દે, એ વ્યવહારિક માણસોથી શી રીતે ખમાય ? છોકરો તો ગયો તે ગયો, પણ વહુએ ય જાય તે એમને પોષાય તેમ ન હતું. નાનો છોકરો હજુ કુંવારો હતો, એને પરણાવતાં બસો ત્રણસો થાય એના કરતાં ઘરમાં ને ઘરમાં જ બેસાડી દેવામાં આવે તો ખવરાવેલું તો મજરે આવે ?

વિમળાને તો આ વાત સાંભળીને ફાંસી પામવા જેટલું દુઃખ થતું. એનો જીવ તો અહીંથી છૂટવા ઘણો ય તરફડી રહ્યો હતો. બેન કાણે આવી ત્યારે એને વાત કરવાનું ઘણું મન હતું. પણ સાસુ એવી કાચી ન હતી કે લાગ ખાવા દે. છતાં એનો સંદેશો વિઘ્નસંતોષી પાડોશણે બેનને કાને પહોંચાડયો, પણ એના બનેવીમાં એટલી કયાં હિંમત હતી કે જુદ્ધ કરી એને છોડાવી જાય ?

મહિનો થયો, બીજો મહિનો વહી ગયો, પણ બાપ ડોકાયો નહિ. સાસુને તો ઘણી ઉતાવળ હતી કે કોઇ જાગે તે પહેલાં એને ઠેકાણે બેસાડી દેવી. પણ દીકરા જેવો દીકરો ગુજરી ગયાને ઓછામાં ઓછા ચાર પાંચ મહિના તો જવા દેવા પડે ને ? લોકો ય કેવી વાતો કરે ? ત્રીજો મહિનો ઊતરી રહ્યો ત્યારે સાસુએ મન સાથે નકકી જ કરી રાખ્યું કે જેઠ બેસતા પહેલાં તો એ પતાવી દેવું જ. પણ વૈશાખ અધવારે તે પહેલાં જ કોણ જાણે એનો બાપ ઓચિંતો ધરતીમાંથી ફૂટી નીકળ્યો હોય તેમ રખડતો રખડતો આવી પહોંચ્યો. પછી તો એક બાજુ સાસુ–સસરાએ ઘણા ય ધમપછાડા કર્યા, પણ વિમળાની રોકકળથી રણછોડ એકનો બે ન થયો. પાછું પાંચ વરસે એને સંસારના રડાકૂટામાં ભરાવું પડયું.

છોકરીને લઇને એ ઘેર તો આવ્યો પણ ઉજ્જડ ઘર એને ખાવા ધાતું હતું. ફરંદું થઇ ગયેલું મન બહાર રખડવા નીકળી જવા તલપાપડ થઇ રહ્યું હતું. આ છોડીનું કંઇ ઠેકાણું પાડી લઉં એમ એ મનને વાયદા

કરતો હતો. એમ ખાટી છાશને ઢોળવાના ઉકરડાની તો ક્યાં ખોટ છે? પણ સાસરાનો શબ્દ સાંભળતાં જ માથા ફૂટતી છોડીની પિતૃહૃદયને દયા આવતી એટલે એના ઘવાયેલા હૃદયને રુઝાવા એ પોતાના જીવને ખમી જવા કહેતો.

એ અરસામાં જ એક વિદુષી મહિલા ગુજરાતની સ્ત્રીઓની સામાજિક, આર્થિક અને શારીરિક સંપત્તિનો તલસ્પર્શી અભ્યાસ કરવા ફરતી ફરતી ત્યાં આવી પહોંચી. સાસરીનું નામ સાંભળી ફાટી મરતી વિમળાની વાત સાંભળી એને બોલાવી. સાસરાનાં દુઃખોનું વર્ણન સાંભળી એની આંખમાં પણ પાણી આવી ગયાં. વિમળાની તેજસ્વીતા, ચાલાકી અને વાક્છટા જોઈ એને કેળવવામાં આવે તો હોંશિયાર થાય એવી એને પ્રતીતિ થઈ.

"બેન ! તું મારી સાથે આવીશ ?" એવો માયાભર્યો પ્રશ્ન સાંભળી વિમળા તો ઘેલીઘેલી થઇ ગઇ. એ તો રણછોડ ફક્કડ ગીરધારી હતો એટલે દીકરીને જવાની પરવાનગી આપી, નહિ તો દીકરીને વળી પિયર કે સાસરા વિના બીજે જવાનું જ ક્યાંથી હોય ? જવા જ કેમ દેવાય ?

વિમળાના જીવને નવો જ પલટો લીધો. વનિતાવિશ્રામમાં એ બીજી સ્ત્રીઓ સાથે રહેવા લાગી. ભણવામાં એણે જે ચપળતા બતાવી એ જોઇ આખો સંઘ ચકિત થઇ ગયો. સોળમે વરસે એ પાઠશાળામાં પ્રવેશવાની પરીક્ષામાં પહેલા વર્ગમાં બીજે નંબર આવી. એ શીવણ, ગૂંથણ અને નર્સીંગનું કામ જો કે શીખતી હતી, પરંતુ એમાં એને જોઇએ તેટલો રસ ન હતો. એનું એક જ લક્ષ હતું કે પાઠશાળાનાં ત્રણે વરસ પૂરાં કરી શિક્ષિકા તરીકે સ્વતંત્ર જીવન જીવવું. લગ્નજીવનની વાત આવતાં જ એને જાંગ ઉપરના સોયાના સાસુએ દીધેલા ડામ યાદ આવતા. એના જીવનમાં યૌવને પ્રવેશ કર્યો હતો, પરંતુ કામના બાણે હૃદયમાં ઉન્માદ જગાવ્યો ન હતો. એટલે લગ્ન માટેના એના વિચારોને હજુ કંઇ સ્થાયી સ્વરૂપ મળ્યું ન હતું.

ભણવામાં એ જેટલી તેજસ્વી હતી, તેટલી બુદ્ધિમાં તેજ હતી.

ઉચ્ચ વિચારો ને આદર્શોને સમજવાનો અને પચાવવાનો એને શોખ હતો. એણે સ્ત્રીનું જીવન ઝાઝું અનુભવ્યું ન હતું, પણ જેટલું મળ્યું હતું તેથી એને એ જીવન ઉપર ઘૃણા છૂટી હતી. જીવન, સ્વતંત્ર જીવન, આદર્શ જીવન, વિશાળ જીવન, પુરુષ સમોવડીનું જીવન, વગેરે વગેરે જીવનનાં તેને સ્વપ્નાં આવતાં હતાં.

અને કરમસંજોગે એવાં એવાં સ્વપ્નાંને પોષનારો અધ્યાપક એને બીજા વર્ષમાં મળી ગયો. તાજો કૉલેજમાંથી એમ. એ. થઇને આવ્યો હતો. પ્રોફેસરનાં ભાષણો સાંભળી સાંભળીને એને ય પોતાની વકતૃત્વશક્તિ બતાવવાનો નાદ હતો. ને તેમાં ય એ જુવાન છોકરીઓ સન્મુખ બોલવા માંડતો ત્યારે એની છટાનો પાર ન રહેતો. પુસ્તકોમાંથી એ જેમ ભણ્યો હતો તેમ રેકર્ડની માફક હાવભાવસહ વગાડયે જતો હતો. લગ્ન, પુનર્લગ્ન, આંતરજ્ઞાતિલગ્ન, સ્નેહલગ્ન, લગ્નની આવશ્યકતા, લગ્નની નિરર્થકતા, સ્ત્રીનો દરજ્જો, સ્ત્રીની પરાધીનતા, સ્ત્રીની સમાનતા, સ્ત્રીની ભવ્યતા, સ્ત્રીની મહત્તા વગેરે વિષયો ઉપર જ્યારે એ પોતાનો-જો કે પુસ્તકોમાંથી વાંચેલા વિચારોનો–પ્રવાહ વહેતો મૂકતો ત્યારે કાચાંપોચાં મગજ તો એનો ભાર પણ ઝીલી શકતાં નહિ. પણ વિમળાનું મગજ કંઇ એવું નવરું ન હતું. એ તો શંકરની જટાની માફક એના વિચારો મગજમાં વીંટયા જ કરતી હતી. ઊંઘમાં પણ એને એ અસ્ખલિત વાણી વહેતી સંભળાતી. એને વહેવડાવનારનું મુખ પ્રત્યક્ષ થતું. ધીમે ધીમે એના વિચારો ઉપરથી એની જાત ઉપર એ કયારથી પ્રેમ કરતી થઈ ગઈ એની પણ એને ખબર ન રહી !

ગઈ કાલના લગ્નથી ત્રાસેલી એ જુવાન અધ્યાપકની નવી લગ્નવ્યાખ્યા સાંભળી મનમાં ને મનમાં એ સુખદ સ્થિતિ ઝંખવા લાગી વાંસના છોડની માફક પ્રેમ પણ એકદમ એટલો મોટો ફણગો કાઢે છે કે એને સંતાડવો મુશ્કેલ પડે છે. સીધી, સરળ ને નિર્દોષ લાગતી વિમળામાં હવે પ્રેમની જે પાગલતા આવી હતી તે સહાધ્યાયિનીઓથી અજાણ ન રહી. હજુ તો બે ત્રણ વખત જ જુવાન અધ્યાપક સાથે વ્યક્તિગત ચર્ચા થઇ હતી તેમાં તો

જાણે એ એને પોતાનું સર્વસ્વ-જીવન અર્પી ચૂકી હોય તેમ પરવશ થઇ ગઇ.

અને એ પરવશતા સાવ ખુલ્લી પડી જાય તે પહેલાં એને આશ્રમમાંથી વિદાય લેવાની થઈ. બીજા વર્ષમાં એ પ્રથમ આવી એટલે એને ત્રીસ રૂપિયા શિષ્યવૃત્તિ મળી. અને એ સ્વતંત્ર રીતે ઊભી શકે એવી શક્તિશાળી સાબીત થઈ એટલે સંસ્થા એનું શા માટે ખર્ચ વેઠે? સંસ્થામાં એણે ખર્ચ ભરીને રહેવા ધાર્યું હોત તો રહી શકત, પણ પેલા યુવકનું એક બાજુ આકર્ષણ હતું અને પોતાને શહેરમાં ટયૂશન કરતાં ફાવે એવું બહાનું હતું એટલે એણે શહેરમાં સ્વતંત્ર રૂમ રાખી.

અધ્યાપક સાથેનો પરિચય પછી તો જે પાઠશાળા પૂરતો હતો તે વધીને મૈત્રી સુધી પહોંચ્યો.

અને ઘણા પ્રસંગોમાં બને છે તેમ ત્રીજા વર્ષની પરીક્ષાની સાથે સાથે એને માતૃત્વની કપરી પરીક્ષામાંથી પણ પસાર થવાનો વખત આવ્યો. પુરુષ, સ્વતંત્ર પુરુષ, બેજવાબદાર પુરુષ, વખત આવ્યો ત્યારે છેટો જઇને ઊભો રહ્યો !

પરીક્ષા આવતાં સુધી એ પોતાનું પેટ માંડમાંડ સંતાડી શકી એણે પછી અનાથાલયના મંત્રીની મુલાકાત લીધી. વિધવાવિવાહના સંચાલકની સલાહ પૂછી. પોતે જે સંસ્થામાં ઊછરી હતી તે વનિતા વિશ્રામની ગૃહિણીને, પૃથ્વી માર્ગ આપે તો સમાઇ જવા જેટલી શરમ આવ્યા છતાં, પોતાની વિકટ સ્થિતિની જાણ કરી.

પણ કોઇ કહેતાં કોઈ એ બાળકનો ઉપાય કરી ન શકયું. અનાથાશ્રમમાં મૂકીને માને જવાની છૂટ જોઇ. બાળકને ગમે ત્યાં છૂપું રાખી પુનર્લગ્ન કરવાની સગવડ દીઠી. પણ એ બાળકને લઇને એનો કયાંય સમાસ થાય એવી મોકળાશ એણે ન જોઇ. એને હવે પુરુષનો છાંયડો જ જોઇતો ન હતો, પરંતુ જે એનું ભાવિ બાળ હતું એને નબાપા તરીકે સમાજમાં સ્થાન ન હતું: એનો સાચો બાપ તો સાતમે પાતાળ પેસી

ગયો હતો. એને ઉઘાડો પાડવાની વિમળાના હૃદયમાં કઠણાશ ન હતી. એને તો આખી પુરુષજાત ઉપર જ એટલી નફરત આવી ગઇ હતી કે એનું બાળ, પોતાને કલંક ચોંટયા છતાં, સ્વમાનપૂર્વક ઉછરી જાય તો એને સંસારમાં પછી બીજી મહેચ્છા ન હતી. પણ એના જેવું પાગલ કોણ હોય કે એનો પાપનો ભારો (!) પોતાના નામ ઉપર ઠાલવવાની મોકળાશ આપે ?

છેવટ બેન ઉપર કાગળ લખતાં એનું મન વળીવળીને ના પાડતું હતું. એ જો કંઇ કથોલું વેણ કાઢી નાખશે તો પોતાને જીભ કરડીને મરવું પડશે. "આટલા ભર્યા શહેરમાં કોઇ રસ્તો કાઢી શકતું નથી તો એ બિચારી ગામડાંની બાઇ શું કરશે ?" એવી ઘણી ઘણી દલીલ મને કરી, પણ હૃદય એકની એક સાક્ષી પૂરતું હતું કે સાત કરે તો ય એનું અને તારું એક લોહી, એને દાઝશે એટલું બીજાંને નહિ દાઝે.

વિમળા અને રેવાનાં જીવનમાં ઘણું અંતર પડી ગયું હતું. રેવા એને પોતાને ત્યાં આવવા ઘણી વખત આમંત્રણ આપતી. વિમળા ક્યારેક ક્યારેક આવી પણ જતી, છતાં એને ત્યાં ઝાઝું ગોઠતું નહિ. એટલે દિવસે દિવસે એ બંને બેનોનો છે એટલો ય સંબંધ રહેશે કે કેમ એમ લાગતું હતું. છતાં વિમળા માંદી છે એવો પત્ર મળતાં જ રેવા પોતાના પતિને તેડી એકદમ શહેર ભણી દોડી.

રેવાને જોતાં જ મા આગળ દીકરી પેટ ભરીને રડે તેમ વિમળા રડી. રેવા કંઈ જ્ઞાની ન હતી, પણ એના સ્ત્રીહૃદયે બધી પરિસ્થિતિ કલ્પી લીધી. વિમળાની નિર્દોષતા સમજી લીધી. સ્ત્રી સ્ત્રીના હૃદયને સમજે તેમ એણે ધીરજ આપી. છતાં એને કોઈ ઉપાય જડતો ન હતો. ક્યાંથી જડે ?

'નાતરિયા' નાતમાં ય દૂધભાઇ તરીકે ઘણાં બાળકો પોતાની મા સાથે એના પતિને ઘેર ઊછરી શકે છે, પણ એ દૂધભાઇને ય બાપ તો હોય ને ? પણ બાપના નામનિશાન વિનાના છોકરાને કોણ સંઘરે ? એવી પાપી સ્ત્રીને ઘરમાં કોણ ઘાલે ? જો કે વિમળાને તો હવે કોઇના ઘરમાં જવું જ

ક્યાં હતું !

કોકના છોકરાનો બાપ થવાનું હળાહળ કોણ પીએ ?

રેવાને કંઇ વિચાર સૂઝી આવ્યો. તેણે પતિ સાથે ખાનગી વાત કરી લીધી. એને ઉપાય જડી ગયાનો સંતોષ થયો હોય તેમ એણે વિમળાને વાત કરી. વાત સાભળતાં જ એ ચમકી ગઇ.

"ચમક નહિ બેન, એ વિના બીજો ઉપાય નથી."

"ના, ના, બેન ! મારું પાપ તમારે માથે......?"

"એ વિના બીજું કોણ ત્યારે માથે લે ? પાપનો ભારો બીજો કોઇ અમે લેતો હશે ?" રેવા એને સમજાવતી હતી.

"ના, કદી નહિ, એના કરતાં હું જ ક્યાંક..."

"હવે એ કદી બનવાનું નથી. તારું દુઃખ અમે નહિ ઓઢીએ તો બીજું કોણ ઓઢશે ?"

વિમળા હજુ આનાકાની કરતી હતી એટલે બહારથી મગન બોલ્યો: "વિમળા, તું એમ ન સમજતી કે હું તારો હાથ ઝાલીશ એટલે તારા ઉપર મારો હક્ક ઠોકી બેસાડીશ. ફક્ત તારો આ ભાર મારા નામ ઉપર તું નાખી દે એટલે તું ને તારું બાળ બંને છૂટાં ! તું તારે પછીથી કોઇની સાથે પુનર્લગ્ન ....."

કાનમાં આંગળી ઘાલી દેતાં વિમળા બોલી ઊઠી: "મારે હવે કોઈ લગ્નનો અભરખો રહ્યો નથી. તમારો આશય હું સમજું છું. તમે તો ઊલટાં મારું પાપ ઓઢવા તૈયાર થયા છો. તમને કશો સ્વાર્થ નથી એ મારું ક્યાં અજાણ્યું છે ?"

છેવટ વિમળા એ આખી રાત ઝબકી ઝબકીને ઊંઘમાંથી બેત્રણ વાર જાગી ગઇ. એને ચોમેર અંધકાર સિવાય કંઇ જણાતું જ નહિ.

છેવટે ન છૂટકે એ પોતાના ભાવિ બાળના સ્વમાન ખાતર બેને સૂચવેલો રસ્તો લેવા સંમત થઇ.

અને ત્યાં તો વર્તમાનપત્રોએ વિમળાના.એના બનેવી સાથેનાં પુનર્લગ્નના સમાચાર છાપી માર્યાં!



# ૫ : કેળવણી ખાતું

રેલ્વેની નોકરીની ખટપટ–લાંચરુશ્વત–ઉપરી અમલદારોની ખુશામત વગેરે કૂડકપટથી કંટાળેલા ભોળાનાથ છેવટ એવા નિશ્ચય ઉપર આવ્યા કે કેળવણી ખાતાની નોકરી એટલે નિર્દોષ, પાપરહિત, સુખી ને આરામી.

પરંતુ એમણે જોઇતારામ માસ્તર પાસેથી શિક્ષકજીવનના અનુભવ સાંભળ્યા ત્યારે નિર્દોષતા પાછળના ગંદવાડથી ત્રાસી નાકે રૂમાલ દાબી ચીતરી ચઢી હોય તેમ 'છી...છી' કરતાં એટલું જ કહ્યું: 'મેલ કરવત આખરે મોચીના મોચી.'

ને ભોળાનાથની માફક કેળવણી ખાતા વિષે જેમના અભિપ્રાય હોય, તેમને કંઇક નવીન જાણવાનું મળશે માની જોઇતારામ માસ્તરના શિક્ષક–જીવનમાંથી ત્રણ પ્રસંગો નીચે ઉતાર્યા છે.

(૧)

જશુએ રડતાં રડતાં કહ્યું: "સાહેબ! મગને મારી સલેટ ભાંગી નાખી." પરંતુ માસ્તરનો કંઇક કારણસર ત્રણ રૂપિયા દંડ થઇ આવ્યો હતો, એટલે એ વિચારવમળમાંથી નીકળી જશુની ફરિયાદ એમણે સાંભળી નહિ.

જશુ ફરીથી બોલ્યો: "સાહેબ! મગને મારી સલેટ ભાંગી નાખી."

કંટાળેલા માસ્તરે વિચારમાંથી ઊંચું જોઇ ડોળા કાઢી કહ્યું: "શું છે?" ને ટેબલ ઉપર હાથ પછાડયો એટલે સૌ છોકરાં ચુપ થઇ ગયાં.

જશુ ત્રીજી વખત કહેવા જતો હતો ત્યાં મગન બોલી ઊઠયો: "હું નહિ, સાહેબ! એ તો રમણે મને ધક્કો માર્યો."

રમણ મૂળ વાણિયાનો છોકરો એટલે કહેવું પડે? રડું રડું થઈ ગયો ને બોલ્યો: "એ તો આ શાંતિએ મને ધક્કો માર્યો......"

ને રમણ હજુ કહી રહે તે પહેલાં શાંતિ બોલી ઊઠયો: "ના, સાહેબ! મેં ધક્કો નથી માર્યો. અમથો એ મારે માથે પાડે છે."

આમ દરેક એક બીજાને દાવ આપતા હોય તેમ આરોપ મૂકતા ગયા.

છેવટ માસ્તરે જશુને પૂછયું: "તેં મગનને સ્લેટ ભાંગતાં જોયો'તો?"

"ના, સાહેબ! હું તો બેકી ગયો'તો. રામભાઈએ મને તો કહ્યું."

એટલામાં મગન બોલી ઊઠયો: "એ તો સાહેબ છે ને–એની પેન ખોવાઈ ગઈ તે મારે માથે પાડે છે. મેં ગજવાં બતાવ્યાં તોય સાહેબ કહે છે કે તેં લીધી. એટલે ખોટું ખોટું મારું નામ લે છે."

આમ સાક્ષીને આરોપી ઉપર અદાવત છે એમ સાબિત થવાથી કેસ માર્યો જાય તે પહેલાં ન્યાયાધીશ–માસ્તરે સ્લેટ જોવા માગી.

ત્યાં તો રમણ બોલી ઊઠયો: "સાહેબ! એ તો ખુણામાં સ્હેજ ભાંગી છે."

છેવટે જશુનો કેસ નીકળી ગયો હોય તેમ માસ્તરે ચુકાદો આપ્યો: "ઓહો! આમાં રડતાં હોઈશું? જા, બહુ નથી ભાંગી." ને નાના ગુના બદલ આરોપીને છોડી મૂકતાં કહ્યું: "મગના! હવે જો મસ્તી કરી છે ને તો ઊંચે લબડાવીશ. યાદ રાખજે!"

પણ ગુનાનો ઇન્કાર કરતાં મગન બોલ્યો: "પણ સાહેબ! મેં કયાં ભાંગી?"

"ચૂપ! અવાજ ના કર."

ને ફરીથી માસ્તર થએલા દંડના વિચારમાં ગોથાં ખાવા મંડયા.

છોકરાં એકબીજા સાથે ગુસપુસ વાતો કરવા લાગ્યાં. વાતોથી ન સંતોષાતાં પેનપેન્સીલથી અટકચાળાં કરતાં. ને આ અવસ્થાનો લાભ લઈ જશુ એની મા પાસે પહોંચી ગયો. અપીલ નોંધાવી, ને માની હાઈકોર્ટમાં ફરીથી ઊલટ તપાસ શરૂ થઈ.

ન્યાયમંદિર સમી નિશાળમાં આવતાં જશુની માએ પૂછ્યું: "માસ્તર! મારા જશુની સલેટ કોણે ભાંગી?" ને એનો જવાબ માસ્તર આપે તે પહેલાં એણે આગળ ચલાવ્યું: "હમણાં જ હજુ મહિનો તો થયો નથી. એ સલેટ આણ્યાં ને. મેં કેટલું ય કહ્યું ત્યારે એમણે પરાણે છોકરાને સલેટ લાવી આપી છે. એ તો હું દબા'તીતી ને રડતાં રડતાં એ મારી પાસે આવ્યા." ને છોકરા તરફ જોઈ–છણકો કરે તેમ એણે પૂછ્યું: "બોલને અલ્યા, કોણે ભાંગી છે?"

પણ માસ્તરથી દબાએલા જશુએ કશો જવાબ ન આપ્યો. એટલે માસ્તર બોલ્યા: "એ તો છોકરાંની જાત! જંપે છે કંઈ? ધક્કામુક્કી કરતાં હશે એમાં કોને કહે?"

જશુની મા શિખામણ આપતાં બોલી: "કેમ કેને કહે? એક વાર કાનપટી ઝાલી રમકાવો ને કે પછી જુઓ કોઈ અટકચાળાં કરે છે. મારો છોકરો મસ્તી કરે તો એને ય ઊંચો બાંધી લટકાવો. પણ એમ સલેટ મફતની નહિ જવા દઉં. ઘેર કે'તો'તો ને કે મગને ભાંગી ને અહીં બોલતાં શું થાય છે?"

મગન પોતાની નિર્દોષતા બતાવવા રડતાં રડતાં કહેવા લાગ્યો: "મેં નથી ભાંગી તોય મારું નામ દે છે."

"તેંજ ભાંગી છે." જશુની માએ જાણે એને જાતે જ જોયો હોય એમ દૃઢતાથી કહ્યું.

"શી ખબર એણે ભાંગી કે બીજાએ?" માસ્તરે જણાવ્યું.

"બીજા કોણ ભાંગે?"

માસ્તરે ઘણી દલીલ કરી–સમજણ પાડી, પણ જશુની માએ એક જ

ચોટ પકડી કે મગનની સ્લેટ જશુને અપાવો.

ને હજુ આ માગણીનો છેવટનો નિકાલ આવે તે પહેલાં મગનનો એક હિતેચ્છુ મિત્ર એ સમાચાર એની માને આપવા વર્ગમાંથી ધીમે રહી બહાર નીકળ્યો ને નાઠો.

"મગનની બા ! ઓ મગનની બા !" મગનને ઘેર પહોંચતાંની સાથે એના મિત્રે બૂમો પાડવા માંડી.

રોટલા ઘડતી ઘડતી એની મા અંદરથી બોલી: "કોણ છે ?"

ને દુશ્મનનું લશ્કર આવી પહોંચ્યાની ખાનગી ખબર ગુપ્તચર સેનાપતિને આપતો હોય તેમ એ હાંફતો હાંફતો બોલ્યો: "અંહ ! પેલો જશુ છે ને ? એની બા તમારા મગનની સલેટ લઈ લે છે. માસ્તર કહે છે પણ મગન રડતો છાનો રહેતો નથી."

મગનની મા લોટવાળા હાથ, રોટલા ઘડવા લીધેલા મીઠાના પાણીમાં ધોઈ; ચૂલે ચઢતો અધકચરો રોટલો નીચે ઉતારી, બારણાને સાંકળ વાસ્યા વગર, ગોફ ગાંઠે પહેરેલા સાલ્લાભેર નિશાળ તરફ દોડી.

હજુ એ નિશાળના ઓટલા ઉપર ચઢે તે પહેલાં જશુની મા માસ્તરના ના કહેવા છતાં મગનની સ્લેટ લઇ બહાર નીકળતી હતી. માસ્તર ખુરશીમાંથી ઊભા થયા હતા. છોકરાં તમાશો જોવાનો હોય ને ન દેખાતું હોય તેમ અરધા ઊભાં–થોડા ઘૂંટણીએ ને બાકીનાં માસ્તરની બાજુ ઊંચી ડોકે જોઈ રહ્યાં હતાં. મગન એનું સર્વસ્વ લુંટાતું હોય તેમ પોકેપોકે રડતો હતો. ને જશુ દુશ્મનો સામે નહિ ટકાય જાણી એની મા પાછળ ઘેર જવા તૈયાર થયો હતો. રસ્તે જતી પાણીઆરીઓ ખાલી તેમ ભરેલાં બેડાં લઇ ઊભી હતી. જોડેના ચોરામાં નવરા બેઠા બેઠા હુકકો પીતા બે વરતણીઆ દૂર રહ્યા રહ્યા આ તમાશો જોતા હતા.

"ઊભી રહે ! છોકરાની સલેટ લઈ જવાવાળી ન જોઈ હોય તો." મગનની માએ પગથિયાં ચઢતાં પડકાર કર્યો.

"લઇ જવાની. લઇ જવાની. એક વાર નહિ પણ હજાર વાર લઈ

જવાની. છોકરાનું ખોટું ઉપરાણું લીધા કરતાં એને જ કહેને શું કરવા સલેટ ભાંગી નાખી."

મગનની માએ પૂછ્યું: "કોણે ભાંગી છે?"

"કોણે તે...તારા મગને."

"ના. એણે નથી ભાંગી." પેલો ખબર કહી આવનાર મગનનો હિતેચ્છુ મિત્ર બોલી ઊઠ્યો.

"બેસી જાવ." સાક્ષી-પુરાવાની ભાંજગડમાં ન પડવા માગતા માસ્તરે છોકરાને બેસાડી દીધા.

"લાવ સલેટ! તારા ભાયડાને કંઈ બળ નથી આવ્યું." સ્લેટને ખેંચતાં મગનની મા બોલી.

"તે તારે ભાયડે ભાંગી શું કામ નાખી?" જશુની માએ સ્લેટને પોતાના તરફ ખેંચી જવાબ આપ્યો.

ને એ ખેંચતાણમાંથી બાથંબાથા કે મારંમારા થાય તે પહેલાં, પરાજયને નજદિક આવતો દેખી જશુની માએ સ્લેટ નીચે પછાડી ચૂરે-ચૂરા કરી નાખ્યા. પરંતુ આખર સુધી લડી લેવાનો નિશ્ચય કરી આવેલી મગનની મા નિશાળમાં ધસી. બેસી ગએલાં છોકરાં સફાળાં ઊંચાં થઈ ગયાં. માસ્તર શું બોલે?

"મગના! કહિં ગઈ એની સલેટ?"

ને મગન સ્લેટ બતાવે તે પહેલાં એક છોકરે આંગળી કરી એના દફતર ઉપર પડેલી સ્લેટ બતાવી.

"લે, મારી શોકય!" વેરની તૃપ્તિ કરતી હોય તેમ મગનની મા સ્લેટ ઉપર પગ દઈ બોલી. સ્લેટના ચૂરા થઇ ગયા.

પરાજયથી ભૂંડો વિજય મેળવી બંને સ્ત્રીઓ નિશાળના રણમેદાન-માંથી બહાર નીકળી, ત્યારે નિશાળનું ગુંગળાતું વાતાવરણ શાંત પડયું હોય તેમ 'હો હો' કરતાં છોકરાં બેસી ગયાં. પણ માસ્તરની કફોડી સ્થિતિ

કેવી રીતે ચીતરી શકાય?

જશુની મા ફળીઆમાં જતી જતી બોલ્યા વગર ન રહી: "માસ્તર-નામાં રામ હોય ત્યારે ને? ખુરશીમાં પડયો પડયો ઊંઘતો હશે એટલે છોકરાં મસ્તી ના કરે તો શું કરે? આ તો ઠીક, આપણે જાણીએ કે ઘેર પજવતાં મટે; નહિ તો નિશાળમાં જઈ શું પાટલા ફાડી નાખવાના હતા?"

માસ્તરને આ વાત કોઈએ કહી ત્યારે એના મનમાં થયું: "આ તો નોકરી છે? બૈરીની જાતે ય ન કહેવાનું કહી જાય."

(૨)

"કાભઇ! મુખી કયાં?" જાણે ઘર સળગ્યું હોય એટલી ત્વરા ને મહત્ત્વ બતાવતા માસ્તરે વરતણીઆને પૂછયું.

"દઇ જાણે! ઘેર હોય તો." હુકકો પીતાં પીતાં વરતણીએ જવાબ આપ્યો.

ને હજુ વરતણીઓ પૂછે "શું કામ છે?" તે પહેલાં જોઇતારામ માસ્તરે મુખીના ઘર ભણી પગ લંબાવ્યા.

પટેલ હજુ જમીને આડા પડવા જતા હતા ત્યાં તો માસ્તરને આવતા જોઇ બોલ્યા: "આવો માસ્તર! બેસો."

"શું બેસે? અમારી તે કંઇ નોકરી છે? આ ડેપ્યુટીની ચીઠ્ઠી આવી છે કે વિસપુર (જોડેના ગામ) ડમણિયું મોકલે. પરીક્ષા લેવાની હોય તો ય બે દિવસ પહેલાં ખબર ગોકલતા નથી. પરીક્ષા–પત્રકો તૈયાર કરવાનાં. વેણી-રામને કહી તમારા ભણી નાઠો. બળદ ગમે ત્યાંથી પેદા કરી આપો એટલે પત્યું." માસ્તરે આવવાનું કારણ પરિસ્થિતિ સાથે સમજાવ્યું.

પટેલ મશ્કરી કરતાં બોલ્યા: "હું તે કંઇ પરમેશ્વર છું તે પેદા કરી આપું?"

"ના, ના, મશ્કરીમાં ન કાઢી નાખતા. આ ડેપ્યુટી બહુ ખરાબ છે.

સ્હેજ મોડું થાય તો ય ચીઢાઇ જાય છે. ને તેમાં ય અમારા માસ્તરો–જાણો છો ને? જો કંઇકનું કંઇ આપણા વિષે ભેરવી આવ્યા તો ભોગ જ મળ્યા. મૂળ કાચાં કાનનો એટલે સાચું જ માની બેસે છે. એટલે એની આંખે ન ચઢાય તેમ સારું." અમલદારના ગુણદોષ એની પત્ની ન જાણે એટલા હાથ નીચેના નોકરે જાણવા પડે છે, એ નિયમને અનુસરી માસ્તરે ડેપ્યુટીના ગુણદોષનું વર્ણન કર્યું.

છતાંય પટેલે તેની કંઇ અસર ન થઈ હોય તેમ જવાબ આપ્યો: "પણ અત્યારે–બપોરે–કામની મોસમમાં કોના બળદ નવરા હશે?"

સત્તાવિહોણા કેળવણી ખાતાના અમલદારો માટે જ્યારે જ્યારે વ્યવસ્થા કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે ત્યારે ત્યારે પટેલો તરફથી ઉપરનો જ જવાબ મળે છે.

"ગમે તેમ કરો. છેવટ તમારા બળદ જોડાવો." આજીજી કરતા હોય તેમ માસ્તરે કહ્યું.

"મારા બળદ!" પટેલને જાણે પોતાનું અપમાન થયું હોય તેમ લાગ્યું. ગામનો ધણી એના બળદ વેઠે આપે એટલે એનું ધણીપણું લાજ્યા વિના રહે?

માસ્તરે ખુશામત કરતાં કહ્યું: "તમારા કહેવાય? પણ ખરે વખતે કાઢી આપો એટલે તમારા જ કહેવાય ને."

પણ રેવન્યુ ખાતાના અમલદાર વખતે દોડાદોડ કરી મૂકનાર પટેલે બેદરકારી બતાવતાં કહ્યું: "અત્યારે કોના બળદ ઘેર હશે? જવા દોને હવે, ઘણુાય ત્યાંથી જોડાવીને આવશે. એમ હશે તો અહીંથી મૂકવા આપણે મોકલીશું."

માસ્તરે ગભરાતાં કહ્યું: "ના. ના. એમ તે ચાલતું હશે?"

"એ તો સાંજ ઉપર કોઇને કહી મેલ્યું હોય તો બને."

"પણ ખબર આવે ત્યારે ને?"

"તો ટીપાવા દો આટલો વખત. પછી વડેલી ખબર મોકલશે."

પણ પટેલનો અભિપ્રાય ન રુચ્યો હોય તેમ માસ્તર સરકારી નહિ તો પોતાની લાગવગે બળદની શોધમાં નીકળ્યા.

ને માસ્તરને જતા જોઇ પટેલે ખાટલામાં આડા પડતાં કહ્યું: "ચોરામાં વરતણીઓ હોય તો કે'જો-હશે તો કો'કના લાવી આપશે."

કેળવણી ખાતાની નોકરી ઉપર તિરસ્કાર વર્ષાવતા માસ્તર પટેલના ફળિયામાંથી બહાર નીકળ્યા ત્યારે મહિજીભાઈ ખેતરમાંથી ઘેરે આવતા હતા.

"કેમ માસ્તર સાહેબ! ફરવા નીકળ્યા છો કે શું?"

"આ છે તમારે અમારા જેવી ઉપાધિ?"

"તમારે શું દુઃખ છે? ત્યાંયે ખુરસીમાં બેસી રહેવાનું. બે કલાક ભણાવ્યું તો ય શું ને ના ભણાવ્યું તો ય શું?"

મુદ્દાની વાત ઉપર આવતાં માસ્તરે પૂછ્યું: "તમારા બળદ ઘેર છે?"

"કેમ! શું કામ છે?"

"આ ડેપ્યુટી આવવાના છે તે વિસપુર ડમણિયું મોકલવું છે."

"તે કો'ને મુખીને. ઘણા મંગાવી આપશે." મહિજીભાઇએ કાયદો બતાવ્યો.

"તમે કયાં નથી જાણતા?" મહિજીભાઇ પટેલના વિરોધી હતા, એટલે એ વાકયમાં જ માસ્તરે અભિપ્રાય આપી દીધો.

ને હવે પોતાને માથે આવી પડયું માની મહિજીભાઇએ કહ્યું: "સવારમાં કે'વું'તું ને, તો આજ બાજરી વઢાવીએ છીએ તે બંધ રાખત?" જો કે બાજરી વઢાવી કામ પૂરું કરીને જ તે ખેતરમાંથી આવતા હતા, પણ સમાજમાં 'હા-ના'ની વચ્ચે ત્રિશંકુના જેવી સ્થિતિ શિક્ષકની છે. એટલે દરેક ના નહિ પણ 'ના'નો ભાઈ 'ખોટું બહાનું' કાઢી છૂટે છે.

છેવટે મોડું મોડું, મહા મહેનતે જોઈતારામ માસ્તરે ઓડાણાની વેલમાં જોડયા હશે તેવા બળદ ઢૂંઢી કાઢયા. ને તેય દેવજીભાઇ, એમનો છોકરો નિશાળમાં ભણતો હતો ને બળદ બહાર ખીલે બાંધેલા હતા એટલે, ના ન કહી શકયા. પરંતુ માસ્તરને મનમાં બીક હતી કે મોડું થયું છે ને બળદ ઝડપમાં ચાલશે નહિ એટલે સાહેબ ખિજાયા વગર રહેશે નહિ.

ને થયું પણ એમ. સાહેબ નિશાળને ઓટલે ચઢયા ત્યારે ધુંવાપુંઆ થએલા જણાતા હતા. તેમાંય પોતે કરેલી સલામ તરફ બેદરકારી બતાવી તેના સ્વીકાર સમું ડોકુંય તેમણે ન હલાવ્યું ત્યારથી અમલદારની રૂખ જાણી રહેલા માસ્તર તો સમજી ગયા કે આજ નવા જૂની થવાની.

સાહેબ અંદર આવ્યા, એટલે છોકરાં ઊભાં થઈ ગયાં. જૂનાં અનુભવી, પહેલાં; નવાં અજાણ્યાં બીજાનું દેખી પાછળથી. કો'કે હાથ ઊંધો રાખી તો કો'કે પરમેશ્વરને પગે લાગે તેમ બે હાથ જોડી માન આપ્યું. પ્રાથમિક શાળાના વહીવટથી ટેવાએલા સાહેબને એમાં નવાઇ ન લાગી.

ખુરસી ઉપર બેસતાં સાહેબે કામ ચાલુ કર્યું: "ચાલો, ચોથું ધોરણ કયાં છે?"

સાહેબના ચઢેલા મિજાજને ઠેકાણે લાવવા માસ્તરે કહ્યું: "સાહેબ! ચા તો પીઓ, પછી થાય છે."

ન ચાલતા બળદથી કંટાળેલા સાહેબ બોલ્યા: "રસ્તામાં આવતાં તો આટલો પીવડાવ્યો, તે ઓછો છે?"

માસ્તરે એનો બચાવ કરતાં જવાબ આપ્યો: "સાહેબ, એમાં મારો દોષ નથી. આખા ગામમાં ફર્યો, પણ બળદનો પત્તો ન ખાધો એટલે છેવટે થાકીને એવા મોકલવા પડયા."

"બીજા બળદ ન મળ્યા?"

"ના."

"એ...મ ? ફોજદાર–મામલતદાર આવે ત્યારે મળે, ખરું ને ?"

પણ માસ્તર કઇ રીતે કહે કે "એમાં હું શું કરું ?" ને આવા આવા બળદ જોડી મોકલતાં શી વીતી એ તો એનું મન જાણતું હતું. પણ સત્તા આગળ શાણપણ શા કામનું ?

માસ્તરે કહ્યું: "સાહેબ ? આ કામના દિવસમાં કોના બળદ નવરા હોય ? આગળથી ખબર હોય તો આવું ન બને."

સાહેબ અકળાઇને બોલ્યા: "બહુ થયું. મારે કશું સાંભળવું નથી. ચાલો, લખાવો આ હિસાબ ચોથા ધોરણને."

હિસાબ વાંચી માસ્તર બોલ્યા: "સાહેબ ! આ હિસાબ છોકરાંને નહિ આવડે."

"કેમ ?"

"અભ્યાસક્રમ બહારનો છે."

"ત્રિરાશી ચોથા ધોરણના કોર્સમાં નથી ?"

"છે."

"ત્યારે ?"

"સાદી ત્રિરાશી."

"સાદીબાદી હું કંઈ ના સમજું. લાવો મારી પાસે." ને સાહેબે પરીક્ષા લેવા માંડી.

ને આ તો પરીક્ષાની વાત નીકળી ત્યારે કહી લઉં. દરેક ખાતાનું કામ, સિવાય કેળવણી, એવું છે કે તે પ્રત્યક્ષ જોઇ શકાય. હા, એમાં ય વહુનો ડગલે ને પગલે વાંક કાઢવા ધારે તો સાસુ કાઢી શકે છે, પણ કામ કરનાર નિયમિત, હોશિયાર હોય તો ભૂલ જડે નહિ; પણ શોધવી પડે. પરંતુ કેળવણી ખાતું એક એવું છે કે તેમાં કામ કરનારનું માપ

પરીક્ષા રૂપી અપરોક્ષ સાધનથી માપવાનું છે. ને પરીક્ષા એટલે રબર. લાંબીએ ય થાય ને ટૂંકીએ ય થાય. તેથી જ શિક્ષકોમાં રબરને લાંબું કરવા ખુશામત વધે જ જાય છે.

પરંતુ જોઈતારામે જાણ્યું કે આ વખતની પરીક્ષાનું રબર, છે એનાય કરતાં સાંકડું થતું જાય છે ત્યારે એ અકળાઇ ગયા ને "જે થવાની હશે તે થશે" એમ મનને મનાવી ગુંગળાતી હવામાંથી ઓટલા ઉપર આવ્યા.

પણ આજ એમના કરમમાં શાંતિ નહોતી લખાઇ તેનું શું?

બહાર ઊભા રહ્યાં હજુ થોડી વાર નહિ થઇ હોય ત્યાં તો સાહેબનો પટાવાળો પોતાનું અસ્તિત્વ જણાવતો હોય તેમ બોલ્યોઃ "સાહેબ! આ વખતે જરા ધ્યાન બહાર ન જાય."

"સારું હવે." માસ્તર ચીઢાઇને બોલ્યા.

"ગઈ સાલનીય બોણી બાકી છે એમ આ વખતે લીધા વિના નથી મૂકવાનો."

"પાછો અહીં મૂકી ગએલો ખરો ને?"

સ્ત્રીય છેવટ અકળાય છે ત્યારે ધણીને તો નહિ પણ છોકરાંને મારી બેસે છે તેમ માસ્તરે પટાવાળાને તડકાવ્યો. એ વખતે એ કંઇ ન બોલ્યો, પણ મનમાં કંઈ ગોઠવતો ગોઠવતો દૂર ખસ્યો.

સાહેબ પરીક્ષા લઇ ઊઠ્યા ત્યારે પરીક્ષા–પત્રકમાં જ્યાં હોય ત્યાં ચોકડી મૂકવાની જગાએ ખાનાં ખાલી હતાં. જેમ જેમ દિવસ ઠંડો પડતો ગયો તેમ તેમ સાહેબ ઠંડા પડયા હતા. આસુરી વૃત્તિના સ્થાને દૈવી વૃત્તિ આવતી ગઇ.

સાહેબ હસતાં હસતાં બોલ્યાઃ "કેમ માસ્તર! ખોટું લાગ્યું?"

"શું કરવા?" માસ્તરે પૂછ્યું.

"છોકરાં નાપાસ કર્યાં તેમાં."

"હોય સાહેબ! હું આપને ના ઓળખતો હોઉં ત્યારે ને? તમે કોઇનું ભૂંડું કર્યું છે કે મારું કરો?" માસ્તરે લાગ જોઈ ખુશામત કરવા માંડી.

ને સાહેબે ખાલી રાખેલાં ખાનાંમાં રાત્રે માર્ક મૂકી દેવાનો વિચાર કર્યો.

પણ માસ્તરનો દહાડો વાંકો હતો તેમાં કોઇ શું કરે?

પટાવાળાને દિવાળીની બોણી માફક દર પરીક્ષાએ અપાતી શીખ માસ્તરે રીસમાં ના આપવાનું તો નહિ કહ્યું, પણ અકળાઇને જવાબ આપવાથી શું પરિણામ આવશે, એ જો એમણે પહેલેથી ધાર્યું હોત તો એવું એ ઊંઘમાં ય ન બોલી જાત.

સાંજે સાહેબે જમતાં જમતાં પૂછ્યું: "પરસોત્તમ! કેમ આજે એક શાક કર્યું છે?"

ઘેર તો નહિ પણ બહાર ફરતી વખતે સાંજે ય બે શાકથી સાહેબ ટેવાએલા હતા. પરસોત્તમ પણ એ પ્રશ્નની જ રાહ જોતો હતો.

તેણે કહ્યું: "સાહેબ! જવા દો ને એ વાત. હું કહીશ તોય તમે નહિ માનો."

પટાવાળાની નોકરી સાથે સાથે રસોઇનું કામ કરતા નોકરો સાહેબ સાથે વાતચિત કરવા વધારે ટેવાઇ જાય છે ને તેમાંય ઘણી વખત તેમનું કહ્યું સાહેબ ખાત્રી કર્યા વગર સાચું માની લે છે.

"પણ છે શું? કહે તો ખરો." સાહેબે આગ્રહ કર્યો.

"એ તો એમ કો' ને કે એકેય શાક મળ્યું. કદાચ ફરીથી સમૂળગુંય નહિ મળે......" પરસોત્તમે ઝેર રેડવા માંડ્યું.

"કેમ?"

"કેમ શું? આ માસ્તર દરેકને એવું કહે છે કે આપણે શાના જમાડીએ? એમને ભથ્થું ભાડું નથી મળતું?......"

"શું કહે છે!"

"ખોટું કહું છું? ને તેથી તો આજ બળદ પણ એવા મોકલ્યા'તા ને પૂરીઓ પણ એ તો તેલમાં તળવાની કે'તા હતા, પણ મેં ના કહ્યું કે એ નહિ બને. ત્યારે પરાણે પાશેર દોઢ પાશેર ઘી લાવી આપ્યું, ને જુઓ ને! પૂરીઓ હું પરાણે ખાઉં તેટલી વધી છે......" એમ કહી પરસોત્તમે પૂરીઓવાળી થાળી બતાવી.

વાત સાંભળી સાહેબે એટલું જ કહ્યું: 'સારું' પણ સાહેબને કોણ કહે કે બાકીની પૂરીઓ પાછળ તપેલીમાં પડી હતી. ને બીજું શાક તો તેણે જ લાવવા ન દીધું. પણ ઉપરી અમલદારો હાથ નીચેના નોકરોને શિક્ષા કરતાં ક્યારે ગુના પાછળનાં કારણો જાણવા કે સાબિત કરવા બેસે છે?

ને પેલાં ખાલી રાખેલાં ખાનાંમાં તે રાત્રે ચોકડીઓ થઇ ગઈ. જોઈતારામ માસ્તરને તો સાહેબે જતી વખતે ડમણિયામાં બેઠા પછી ફોર્મ આપ્યાં ત્યારે એ વાત માલમ પડી.

હજુએ જાણે બાકી હોય તેમ અઠવાડિયા પછી જોઇતારામ માસ્તરનો ખરાબ પરિણામ બદલ તાલુકા ફેરબદલીનો હુકમ આવ્યો.

ને સાહેબે પોતાનો તાલુકો બંડખોર થતો બચાવ્યો!

( ૩ )

જોઇતારામ માસ્તર બદલીના સ્થળે આવ્યા નહોતા ત્યાં સુધી તો એક જ વિચાર હતો: "ગમે ત્યાં મૂકે; જ્યાં ત્યાં નોકરી કરવી છે ને?" પણ જ્યારે નોકરી ઉપર હાજર થયા ત્યારે માલમ પડયું કે મુસલમાની ગામ હતું. ગમે ત્યાં નોકરી કરવાની અભિલાષા સેવતા માસ્તરને પહેલા વહેલો અસંતોષ જન્મ્યો: "એકાદ બ્રાહ્મણનું ઘર હોત તોય ઠીક."

ને આસિસ્ટન્ટ માસ્તરની વાતચીતથી એ અસંતોષ વધુ પ્રદીપ્ત થયો.

"જોજો, છોકરાંને ધોલ–ઝાપોટ ના કરતા." અનુભવી આસિસ્ટન્ટે બોધ આપ્યો.

"કેમ ?"

"કેમ શું ? આ તો મીયાંભાઈનું ગામ છે. આ માસ્તર બદલાયા ને, તેમણે કોણ જાણે ગાળ ભાંડી કે નહિ પણ છોકરે જઈ એના બાપને કહ્યું. તે આદમે રસ્તા વચ્ચે ધારિયું ઉગામ્યું ને ગાળો ભાંડી તે જુદી." આસિસ્ટન્ટે ભૂતકાળનો બનાવ કહ્યો.

માસ્તર વાત સાંભળી વિચારમાં પડી ગયા.

ઘણી વાતો એકી વખતે કહેવા જેવી નથી હોતી. પણ આસિસ્ટન્ટે ભોળા ભાવે કહેવા માંડયું: "અહીં આવ્યા એટલે જેલમાં આવ્યા જેવું જ. ના બૈરી છોકરાં લવાય કે નહિ કશું..."

માસ્તર નવાઈ પામ્યા હોય તેમ બોલ્યા: "શું કહો છો ?"

"ખરું કહું છું. અહીંના લોકો એટલે મમ્મોચચ્ચો તો એમની જીભે બાંધી મૂકેલો. એમની તકરાર વખત સાંભળ્યું હોય તો કાનના કીડા ખરી પડે ! એમાં આપણાં બ્રાહ્મણનાં બૈરાંથી રહેવાય ? આ તો ઠીક છે કે હું પરણેલો નથી–નહિ તો એક દહાડોય અહીં ના રહું. બદલી કરવી હોય તો કરે, નહિ તો રહી એની નોકરી."

ને જોઈતારામ માસ્તરના મગજમાં ચાલી રહેલી વિચારમાળાનો કંઈ ખ્યાલ કર્યા વગર આસિસ્ટન્ટ કહે જતો હતો: "ચાર વરસ ઉપર ભવાનીશંકર માસ્તર હતા. તેમણે એમ કરી જોયું. બૈરી છોકરાં સાથે રહ્યા ને છ મહિનાની અંદર લાજ મૂકી જવું પડયું ને તે પછી કોઈ માસ્તર પરણેલો હોય તોય સાથે રહેતો જ નથી. છતે બૈરે કોણ ચૂલો ફૂંકે; એટલે એ પાંચ મહિનામાં બદલી કરાવી જ નાંખે. જો કોઇ બે વરસ ટકીને રહ્યું હોય તો હું જ."

વિચારમાંથી જાગી જોઈતારામે પૂછ્યું: "રામનાથ કેટલો વખત

રહ્યા ?"

"હું આવ્યો ત્યારે શંભુભાઇ હતા. તે પછી તો ગણુપતરામ, શિવપ્રસાદ–સરદારસિંહ ને રામનાથ બદલાઈ ગયા. ને આ તમે આવ્યા. કોઇ છ મહિનાથી વધુ રહ્યું જ નથી ને."

"ભલા ઝટ ઝટ બદલે છે ?"

માસ્તરના અજ્ઞાન ઉપર નવાઇ પામી આસિસ્ટન્ટે કહ્યું: "આ સાહેબના વખતમાં બદલાવું એમાં તે શું મોટી વાત છે? એ તો હું જાણી જોઇને પડી રહ્યો છું કે કોણ મહિનાનો પગાર બગાડે નહિ તો આમ–" ને ત્વરિત ગતિ બતાવવા એણે ચપટી વગાડી.

જોઈતારામને મુશ્કેલી લાગતાં પૂછ્યું: "પગાર તો મૂઓ......જાણે એક મહિનો નો'તી નોકરી કરી, પણ આપે કોણ ?"

"શું કોણ આપે? જાતોજાત તો લે છે."

"એ તો વાતો છે. કોઇએ અનુભવ કરી જોયો ?"

આસિસ્ટન્ટે કહ્યું: "અનુભવ વિના કે'તો હોઇશ? રામનાથ માસ્તરે જાતોજાત આપ્યા. એમણે જ કહ્યું ને કે એક વખત તો 'ના. ના.' કહી પાછા આપવા માંડયા. પણ મેં પાછા લીધા જ નહિ. આપીને ઊભા જ ન રહેવું-છો ને પછી એ ના–ના કહ્યા જ કરે."

હજુ માન્યામાં ન આવતું હોય તેમ જોઈતારામે પૂછ્યું: "પણ એમ કંઇ નોટો સાહેબને ધરાય ?"

આસિસ્ટન્ટ આ સાંભળી હસી પડ્યો, ને બોલ્યો: "તમે તો ભલા માણસ છો! એમ નોટો કોઈ ઉઘાડી આપતું હશે ?"

"ત્યારે ?"

આસિસ્ટન્ટે સમજ પાડી: "એ તો કવરમાં નોટો ઘાલીને આપવાની, અરજી આપે એમ."

એક વર્ષના અનુભવ પછી જોઇતારામે નિશ્ચય કર્યો કે ગમે તેમ

થાય પણ આ વખતે સાહેબ પાસે જવું જ. ફાવે તે ગામ આપે, પણ અહીંથી બદલે એટલે બસ.

ને ઓફીસે ન જતાં સીધા સાહેબને ઘેર અડી ગયા. સાહેબ બેઠકખાનામાં બેઠા હતા. એમનાં પત્ની પાન બનાવતાં હતાં; ને જોઈતારામ સીધા જતાકને સલામ કરી ઉભા રહ્યા.

"બોલો માસ્તર ! કેમ આવ્યા ?" પાન હાથમાં લઇ સાહેબે પૂછ્યું.

માસ્તરે પોતાનાં સુખદુ:ખનું લંબાણ વિવેચન કરી કહ્યું: "મને અહીંથી ગમે ત્યાં બદલો."

"કેટલા વખતથી ત્યાં છો ?"

"એક વરસથી."

"ના. ના. ના." જાણે ભૂલથી કવીનાઇન પીવાઇ ગયું હોય તેમ સાહેબે મોં કરી નાખ્યું.

"સાહેબ ! પણ હું ક્યાં કહું છું કે મને અમુક ગામ આપો. અહીંથી બદલો એટલી જ મારી માંગણી છે." ને ગજવામાંથી દશ દશની ત્રણ નોટો મૂકેલું કવર તૈયાર હતું તે ખચકાતે હૈયે સાહેબને આપ્યું.

"ના. ના. ના." જાણે અંદરથી વીંછીએ ડંખ માર્યો હોય તેમ નાખી દેતાં સાહેબ બોલ્યા.

ને આપત્તિમાં બુદ્ધિ ખીલે તેમ માસ્તરે જવાબ દીધો: "પણ સાહેબ ! હું તમને ક્યાં આપું છું ? ભાઇના લગ્નમાં નહોતું અવાયું તે ચાંલ્લાના."

*

પણ જ્યારે માસ્તરે કહ્યું કે તો ય બદલી ન થઇ—ત્યારે ભોળાનાથ છીં છીં કરી બોલી ઊઠ્યા: "એના કરતાં તો અમારું રેલ્વે ખાતું સારું, કે કામ કરવાનું હોય તોજ પૈસા લે." ને પોતે સારા ખાતામાં નોકરી કરે છે એ આવેશમાં આવી બોલ્યા:

"મેલ કરવત આખરે મોચીના મોચી !"

# ૬ : બદલાતા પ્રવાહ

નર્મદા પરણીને આવી ત્યારે પતિએ વખાણ કરતાં કહેલું: "તને જોયા પછી એવો કોણ મૂર્ખો હોય કે ગુલાબ મૂકી પોયણું લેવા જાય?"

એટલે પોતે પતિની માનીતી છે એ મદાર ઉપર નિર્ભય રહી, નટવર જ્યારે જ્યારે એની કંઇ ભૂલ કાઢતો ત્યારે એ સામો એક જ જવાબ આપતી: "એ તો હું સારી છું, નહિ તો કોઇ એવી મળી હોત તો ખબર પડત."

અને કોઇ કોઇ વાર મીઠું-હૃદયમાં ઊતરી જાય તેવું હસીને ઉમેરતી ય ખરી: "મારા કરતાં બીજી સારી લાવો ત્યારે."

એ કહેવા પાછળ એને અભિમાન હતું કે જે ગૃહખાતું પોતાને સંભાળવાનું હતું એમા પોતે નિપુણ હતી રસોઈ કરવી, ઘરમાં વ્યવસ્થા રાખવી અને પોતાની જ નહિ, પણ અતિથિઓની સગવડમાં પણ એ કંઇ ખામી આવવા દેતી નહિ અને આ વ્યવસ્થા નર્યાં પૈસાના ભોગે જ કરતી એમ નહિ, પણ દરેકની પાછળ કરકસરનો સિદ્ધાંત અચૂક ભૂલતી નહિ. એટલે એનું ગૃહખાતું નર્યું વ્યવસ્થિત જ નહિ પણ અર્થશાસ્ત્રની દૃષ્ટિએ ય ચઢી જાય તેવું હતું.

પણ પતિને સંતુષ્ટ કરવા નર્યો આ એક જ ગુણ પૂરતો છે. એવો ભ્રમ પણ નર્મદાને ન હતો. પુરુષ હમેશાં પત્ની તરફ પોતાને એનું સૌંદર્ય આકર્ષે છે કે નહિ, એ એક જ વૃત્તિથી જુએ છે-જ્યારે સ્ત્રી પતિ મનગમતો ઇચ્છવા છતાં પોતાનું રૂપ એને આકર્ષશે કે નહિ. એનો મુખ્ય

વિચાર કરે છે. અને એ દૃષ્ટિએ પત્ની તરીકેની પરીક્ષામાં નર્મદા નિઃશંક પસાર થઇ જાય એવું એનું રૂપ-સૌંદર્ય હતું.

અને એની પ્રતીતિ તો નર્મદાના શૈશવકાળમાં જ્યારે એ વર અને વહુના સંબંધમાં કંઇ ઝાઝું સમજતી ન હતી અને ઢીંગલા-ઢીંગલી જેવી છોકરીઓની રમતો રમતી ત્યારની થઇ ગઇ હતી. વરવહુની રમતમાં નર્મદા વરના પાઠની માંગણી કરતી ત્યારે બીજી છોકરીઓ એની વાતને હસીને ઉડાવી દેતી: "આવો રૂપાળો વર તે હોતો હશે ?"

અને આખરે એ બાલકાળનાં નિર્દોષ બાળકો ય વહુ તો રૂપાળી જ જોઇએ એ જગતનો અનુભવ જાણ્યે-અજાણ્યે વહુ-પાત્ર નર્મદાને આપી સ્વયંસિદ્ધ કરી બતાવતાં. વળી એના રૂપ ઉપર વારી જઇ એના વરનું સૌભાગ્ય છોકરા તો નહિ પણ કોઇ છોકરી ય જવા દેવા તૈયાર થતી નહિ. અને ઘણીવાર તો ઇતિહાસમાં જેમ એક રૂપ-સુંદરી માટે પુરુષો માંહો-માંહે લડી મૂઆ છે તેમ અહીં પણ એ દૃશ્ય પ્રત્યક્ષ ભજવાતું. છેવટ નર્મદા કહેતી: "જાવ, હું તો કોઇની ય વહુ થવાની નથી" ત્યારે પોતાને લાભ ન મળ્યો તેને ન રડતાં બીજો ફાવ્યો તો નથી ને ! એવો સંતોષ માની રમત-યુદ્ધની પૂર્ણાહુતિ થતી.

પણ રમતમાંથી પરવારી બીજી છોકરીઓ સ્લેટ-પેન લઇ એકડા ઘૂંટવા જવા લાગી ત્યારે નર્મદાને એ સદ્‌ભાગ્ય-જો કે એ વખતે તો એના મનને દુર્ભાગ્ય-પ્રાપ્ત ન થયું. મા એવી મળી હતી. કદાચ એનો ય દોષ બહુ તો ન કહેવાય, કારણ સાત છોકરાંનો બધો ભાર એને એકલીને ઉપાડવો પડતો હતો. છોકરાઓને તો ધંધો કરવાનો રહ્યો એટલે ભણ્યા વગર છૂટકો નહિ, જેથી નર્મદાથી ચારે ય મોટા હોવા છતાં નિશાળે મોકલવા પડતાં ને માને એકલે હાથે કામ લેવું પડતું. એટલે માએ નાની સાત વર્ષની નર્મદાને નિશાળે મોકલવાને બદલે હાથ-લાકડી તરીકે ઘરનું કામ કરાવવા માંડ્યું. બાપને તો એ બધાંનું પૂરું કરવા દુકાનમાં આખો દહાડો દટાઇ રહેવું પડતું, એટલે કેળવણીમાં રસ લેવા જેટલો અવકાશ

ન હતો.

છતાં એકાદ બે વખત બાપે કહ્યું તો હશે: "નર્મદાને બે કલાક નિશાળે મોકલતી હોઉં તો......"

નાની ઉંમરમાં વધુ પડતા બોજાથી ચીડિયા સ્વભાવની બની ગયેલી મા વચ્ચે જ ખિજાઇ ઊઠતી: "મારી એકલીના જીવ ઉપર બધી હોળી છે! છોકરીને શું નોકરી કરવી'તી, તે નહિ ભણેલી હોય તો સત્યાનાશ વળી જવાનું હતું? હું નથી ભણેલી તો તમારું શું દીઠું પડયું?"

બાપે ધીમેથી કહ્યું: "એ બધું ય ખરું. પણ આજનો જમાનો..."

"મૂઓ તમારો જમાનો! ના જોયું, જેઠાભાઇ અમીનની સુભદ્રાએ ભણી ભણી કર્યું તે? બાપ બિચારો રંગુનથી વેપાર ધંધો મૂકી લગન કરવા આવ્યો ત્યારે એ ઊલટી એના આવતાં પહેલાં પરણી ગઇ. ને દીસતી રહી જો નાતના જોડે પરણી હોત તોય! પણ કોણ જાણે એ ય રખડતો હશે—નહિ તો વાણિયો થઇને બીજી નાતનીને પરણતો હશે? નામ પ્રમાણે શાણી સુભદ્રા જ નીકળી ને?"

છતાં બાપે બીતાં બીતાં બીજી દલીલ કરી: "પણ આજના છોકરા જોતી નથી? વાડીલાલનો સુમન્ત વિવાહ કરેલો હતો છતાં ના જોયું? ભણેલી નથી એમ કહી મુંબઇ એની મેળે પરણી બેઠો. હવે આજ એ છોડીનો બાપ આપણી નાતમાં કહિંથી એવડો મોટો છોકરો લાવશે? ને વિવાહ તો ઠીક છે કે જ્યાં સુધી બાપનું ચાલતું ત્યાં સુધી નહોતા તૂટતા પણ આજના છોકરા હવે માબાપનું માને છે જ કયાં?"

માએ પોતાના વિચારમાં દૃઢ રહી બીજી સલાહ આપી: "આપણે એવા મોટા બહુ ભણેલા શું કરવા શોધીએ? સરખે સરખું શોધ્યું હોય તો કશું દુ:ખ નથી. હું તો કે દા'ડાની કહું છું કે, મોહનલાલના નટવર સાથે રૂપિયો આપી મૂકો ને. પણ તમારી આંખ કયાં ઊઘડે છે? એમ આપણી જેમ દુકાન કરી દા'ડા કાઢી ખાય એટલે ઠાંસ તો ન કરે.

મારો વિવાહ તમારી સાથે કર્યો ત્યારે તમારા ઘરમાં શું તિજોરીઓ તૂટી જતી હતી? ઘરમાં ઓછુંવત્તું હશે એથી કંઇ છોડી દુઃખી નહિ થાય. પણ સોનાનાં નળિયાંવાળાને ત્યાં વધારે દુઃખી થશે. મૂળજી જેઠાને ત્યાં શું ઓછું છે? છતાં છોકરો એવો પાકયો કે પરી જેવી વહુ મૂકી ગમે ત્યાં રખડે છે. માટે મારું બૈરાં-શાસ્ત્ર માનો તો ભણાવવા-બણાવવાની વાતો મૂકી ત્યાં બેસી જાવ."

આખરે થયું પણ માનું જ ધાર્યું. નર્મદાનો વિવાહ નટવર સાથે થઇ ગયો.

પણ વરને આકર્ષવા નર્યા રૂપ કે કાર્યની એકલાની જ નહિ પણ ભણતરનીય જરૂર છે, એનો નર્મદાને ચૌદ વરસની થઈ ત્યારે પૂરેપૂરો અનુભવ થયો.

એના જેવી જ અભણ ચંચળનો વિવાહ એ કારણે જ જ્યાં હોય ત્યાંથી અસ્વીકાર્ય થતો. એમની જ્ઞાતિમાં તો છોકરા સુદ્ધાંય વિવાહ પહેલાં છોકરીને જોવા જતા. પણ જે હોય તે રૂપ, ગુણ કે ઉંમરની વાત કર્યા પહેલાં 'કેટલું ભણેલી છે?' એ જ પૂછતા. અને અભણ છે એ જાણે મોટામાં મોટી, ન નિભાવી લેવાય તેવી ખોડ હોય તેમ એને જોયા વગર ના જ પાડી દેતા.

ચંચળ બિચારી ઘરમાં મા-બાપની વાતો સાંભળી સૂનમૂન બની જતી અને એની અંતરની વાત નર્મદા આગળ કહેતી: "રડયા આજના છોકરા-રાઓને તે દઇ જાણે શું થઇ લાગ્યું છે? ભણેલીઓમાં આપણા કરતાં શું વધારે હશે? મારા માસાની વિમુ પાંચમી અંગ્રેજી ભણતી'તી પણ એક દા'ડો મારી સાથે કૂવે આવી તે ઘડો બુડાડતાં તો આવડયો જ નહિ. બેડું એની મેળે વાળી લેવાય નહિ કે ના નધાર લઇને ચલાય."

નર્મદાએ પોતાની બુદ્ધિ પ્રમાણે જવાબ આપ્યો: "ભણેલામાં ફેર તો ખરોસ્તો. મનસુખકાકાની મંગળા હમણાં અહીં આવી છે, તે બેન! એનો વર એની ઉપર કાગળ લખે છે. કાલે ટપાલીએ કહ્યું: 'મંગળાબેન!

લ્યો તમારો કાગળ.' તે ઘરમાં બધાં બેઠાં હતાં તોય લાગલી કાગળ લેવા દોડી. અને તું તો જાણે છે કે મારી માને ટોકયા વગર જંપ ન જ વળે. પૂછ્યું: 'કોનો કાગળ છે?' તે એણે તો શરમ વગર કહ્યું ય ખરું કે 'એમનો.' તે હું ય બેન શરમાઇ ગઇ, ને મારી મા તો ઘરમાં પેસતાં બબડી: 'દસ દા'ડા થયા નથી તેટલામાં તો સૂનાં પડી ગયાં કે કંઈ કાગળ લખવા માંડયાં. ભણેલાંને લાજ-શરમ હોય તો શું જોઇએ છે!' તે ચંચળ! બેન, આપણે ગમે તેવાં ડાહ્યાં હોઇએ પણ કાગળ તો ના જ લખાય કે વંચાય ને?"

ચંચળ બોલી: "તે કાગળ લખ્યા વગર એક બીજાનું મન હશે તો ઢાંકયું રહેવાનું છે?"

તે વખતે નર્મદા કંઇ ન બોલી. પણ ચંચળના ગયા પછી એના મનમાં શંકા પેઠી: "હું ય અભણ છું એટલે નહિ ગમું તો?"

એ રાત્રે એને ઊંઘમાં ય એના એ ભણકારા વાગ્યા કર્યા. બૈરાં એના વરની વાતો કરતાં એ વાતો યાદ આવી.

"મૂઈ તું તો ભાગ્યશાળી નીકળી. તારો વર અંગ્રેજી ભણે છે. એટલે તને તો નોકરી મળશે એટલે શહેરમાં લઈ જશે."

અને પહેલાં જે વસ્તુ એને સુખ ઉપજાવતી તે અત્યારે કાંટાની માફક ખૂંચવા લાગી: "એ ભણશે એટલે હું તો ઊલટી જરાય નહિ ગમું."

વળી યાદ આવ્યું: "શહેરમાં તો મોટી મોટી છોકરીઓ ય ભેગી ભણે એટલે મારા જેવી તો પછી દીઠી ય શાની ગમે!"

વળી એની યાદશક્તિ સતેજ થઇ હોય તેમ મા-બાપની જૂની વાત તાજી થઇ. વાડીલાલના સુમન્તનો વિવાહ કરેલો હતો, છતાં અભણ છોડી હોવાથી એની મેળે મુંબઇ પરણી ગયો. અને એનાથી ડૂસકું ખવાઈ ગયું. જેમ નળરાજા દમયંતીને છોડી ચાલ્યા ગયા હતા તેમ તેનો વર-મા તો કહેતી'તી કે શિયાળામાં લગ્ન કરી નાખવું છે-શહેરની લટકા કરતી

ભણેલી છોકરી સાથે પરણી ગયો.

એ વાત જાણી બાપ માને રીસ ચઢાવી કહેતા સંભળાયાઃ "હું તને પહેલેથી જ કહેતો હતો કે નિશાળે મોકલ, પણ મારું સાંભળ્યું જ નહિ."

મા બોલતી જણાઈઃ "સારું થયું એણે પરણતાં પહેલાં જ કાળું કર્યું તે. નહિ તો પરણ્યા પછી છોકરી દુઃખી થાત ઊલટી."

બાપ બોલ્યોઃ "પણ હવે એવડો મોટો બીજો છોકરો ક્યાં છે?"

મા બોલીઃ "ક્યાંય ઠેકાણું નહિ પડે તો છેવટ ત્યાં કરવામાં શો વાંધો છે? બીજી આવે એના કરતાં આપણી છોડી હોય તો છોકરાં તો દુઃખી ન થાય."

નર્મદા એ સાંભળી ફફડી ઊઠી. એની ફોઈની છોડી હમણાં ત્રણ છોકરાં મૂકીને ગુજરી ગઈ હતી. એના બનેવી–અમરચંદ એને ત્યાં આવતા ત્યારે એને કદી બીક નહોતી લાગી, પણ અત્યારે એની કલ્પના આવતાં એ કંપી ઊઠી.

"આય હાય બાપ! કેવડું મોટું પેટ! આગલો પડી ગયેલો દાંત, લમણે ધોળા દેખાતા વાળ......" જેમ જેમ એ વધુ યાદ કરતી ગઈ તેમ તેમ એની બીક વધતી ગઇ. જાણે ગોદડી માથે–મોંઢે ઓઢયા છતાં નાનાં છોકરાં બૂમો પાડતાં ન હોય! "માસી! માસી! છીચી......ભૂ... ...માસી! અધા......"

અને એ રાત્રે ખરેખર એણે જે માનસિક વ્યથા અનુભવી તે સવારમાં ઊઠતાં પણ એનું મન ખોટું માનવા તૈયાર ન થયું. પૂંજો કાઢતાં કાઢતાં ય એને એના એ જ વિચાર આવતા હતાઃ 'શું પોતે ભણી નથી એટલા ખાતર પોતાનું જીવન ધૂળ થઇ જશે?'

વળી નાની બેન સવારમાં લેસન લખતી હતી તેની પાસે બેસતાં નર્મદાએ સ્લેટમાં શબ્દ બતાવી પૂછ્યુંઃ "શાન્તિ! આ શું લખ્યું છે?"

નર્મદા નિશાળે નથી ગઈ એ તો નાની બેન જાણતી હતી. પણ સાવ આટલું સહેલું ય મોટાં થયે એમ ને એમ ન આવડે એવો તો એ બિચારીને ખ્યાલ ન હતો. એણે કહ્યું: "આ તો બહુ સહેલું છે. એટલું ય નથી આવડતું ?"

એનો જવાબ આપવાને બદલે નર્મદાના મનમાં થયું: "આવડી નાની છોડીને ય નથી આવડતું એ ખૂંચે છે, તો એ શહેરમાં રહી અંગ્રેજી ભણે એટલે હું ના જ ગમું'સ્તો "

મોટી બેન કંઈ ન બોલી એટલે શાન્તિ શીખવતી હોય તેમ બોલી: "જો આ પહેલો અક્ષર છે તે ન, પછી ટ, વ, ર." શબ્દ પૂરો વાંચી એ કહેવા લાગી: "આ તો હું પહેલીમાં નો'તી આવી ત્યારે ય આવડતો હતો."

પણ નર્મદાને તો જાણે પોતાના નટવરનાં દર્શન થયાં હોય તેટલો અચંબો લાગ્યો. એ વળી વળીને જેમ કન્યા કુતૂહલથી સંતાઈને, લજ્જા-સહ પોતાને ઘેર મહેમાન તરીકે આવેલા વરને નીરખે તેમ એ શબ્દ સામું તાકી રહી.

એટલામાં માનો રસોડામાંથી અવાજ આવ્યો: "નર્મદા ! પાણી ભરવા જવાનું મૂકી અત્યારના પહોરમાં એ છોડી જોડે મોટા પાટલા ફાડી નાખ્યા હોય તેમ વાંચવા બેસી ગઈ ?"

નર્મદા મનમાં નટવર રટતી રટતી પાણીએ વળગી. રસ્તામાં પડી-કાનો ફેંકી દીધેલો કાગળ જોતાં એના પગ થંભી ગયા. એ કાગળ સામી નજર કરી જોવા લાગી કે એમાં એનો નટવર છે કે નહિ ?

વળી એનું મન પત્રની કલ્પનામાં ઊડયું. એમનો કાગળ આવે તો અંદર શું લખેલું હોય ? વહાલી......ના, ના, એવું તો બળ્યું કંઈ લખાતું હશે ? ત્યારે શું નર્યું નર્મદા એટલું જ લખે ? પણ વહુનું નામ તે દેવાતું હશે ? મંગળાબેન તો કહેતાં'તાં કે એ મને નામ દઈને જ

બોલાવે છે. ભણેલાંને નામ દેતાં શરમ આવે જ નહિ. પણ નર્મદા નામ ક્યાં સારું લાગે એવું છે? શહેરમાં તો કેવાં સરસ નામ હોય છે! કુસુમ! ઉષા! લતા! વનબાલા! અને એમની સાથે ભણતી છોકરીઓનાં નામ તો વળી એથી સરસ હશે! એમાં નર્મદા કેટલું જૂનું નામ! પણ નામ તો એમને બદલવું હોય તો ક્યાં નથી બદલાતું? પેલી કંકુનું નામ એના વરે કેવું સરસ પાડયું! કુમુદ!

બાજ્યું નામ તો જેવું લખે તેવું, પણ કાગળમાં શું લખતા હશે? તું મને બહુ વહાલી છે, તારા વગર મને ગમતું નથી. છીં...છીં...છીં... એવું તે કોઈ પુરુષ લખે? જમનાકાકી કહે છે—આજના ભણેલા બાયડી સાથે ઠઠ્ઠા મશ્કરી કરે એટલે એ ગાંઠે? ના, ના, એ બીક બતાવે એવા નથી. મંગળાબેન કહેતાં'તાં—મારવા ઝૂડવાનું, ખોટી ટક ટક, એ બધું ઘરડાંને સોંપ્યું. આજના ભણેલા તો જેમ ફાવે તેમ વર્તવા દેવાના. ને હું ય કંઈ એમ નઠણુક અણુસમજુ છું કે એ ના બોલે માટે ગમે તેમ વર્તું ?

હું ય મૂઈ, કાગળની વાતમાંથી ક્યાં ને ક્યાં ઊતરી ગઈ! આપણે એકનું બે તો સમજીએ નહિ, પછી ભણેલાંના કાગળમાં શી સમજ પડે?

બપોરે ચંચળ ને એ બે મળ્યાં ત્યારે નર્મદા ખરેખર રડી પડી.

અચંબો પામતાં ચંચળે પૂછ્યું: "પણ તું રડે છે શું કરવા?"

નર્મદા ડૂસકાં ખાતી બોલી: "હું ય અભણ છું એટલે એમને નહિ ગમું તો?"

ચંચળ એની રૂપનાં વખાણ કરતી બોલી: "શું તું ય ગાંડાં કાઢે છે? તારા રૂપ આગળ એ ભણતર તો ભૂલી જશે."

નર્મદા: "તારે તું ય ક્યાં રૂપાળી નથી?"

ચંચળ: "પણ જોયા પહેલાં જ ના પાડે એટલે શું થાય? નહિ તો પરણ્યા પછી એક વાર જઈ આવું ને છતાં ન ગમું ત્યારે તો થઈ રહ્યું:

અને તારે તો એવી ક્યાં પંચાત છે? વિવાહ થયેલો છે એટલે પરણ્યા પછી જોજે ને તને અહીં આવવાય નહિ દે."

નર્મદાના મનને વળી આશ્વાસન મળ્યું. પણ એને નિરક્ષરતા ખૂંચતી હોય તેમ કોઇ છોકરું લખતુંવાંચતું હોય ત્યારે એ અચૂક છેવટ ડોકિયું ય કર્યા વગર ન રહેતી. મહિનામાં લખતાં તો નહિ પણ કક્કાના બધા અક્ષરો ઓળખતી એ થઇ ગઇ. અને પોતે એમની સાથે રહેશે ત્યારે જરૂર એ ખામી દૂર કરી નાખશે એમ એણે નક્કી કરી નાખ્યું હતું.

અને એ શિયાળામાં નર્મદા પરણી ગઇ ત્યારે એના મનને પૂરેપૂરી શાન્તિ વળી, એટલું જ નહિ પણ પતિ સાથેના સહવાસ પછી તો એને પરમ શાન્તિ મળી. એને પોતાનું નામ—જે જૂનું અને પતિને નહિ ગમે એમ લાગતું હતું એ જ નામ પતિને પ્રાણસમ પ્યારું લાગ્યું. "નર્મદા! કેવું સરસ નામ છે!" અને પતિએ એના મુખકમળ ઉપર હાથ ફેરવતાં કહ્યું: "નામની કિંમત છે કે વસ્તુની? ગુલાબનું નામ બીજું હોત તો એ કંઇ ઓછી ખૂશબો આપત? સૂર્યના નામનો ફેર હોત તો એ ઓછું તેજ આપત?"

નર્મદા આનંદિત થતાં બોલી: "ખરેખર તમને મારું નામ ગમે છે?"

નટવર: "તું ગમે છે એટલે મને તો તારું ગમે તે નામ હોત તોય ગમત."

નર્મદા: "પણ હું અભણ છું એ તો તમને નહિ જ ગમે?"

નટવર: "એ ખૂંચે તો ખરું. પણ એ તો એકાદ વરસનું કામ છે."

નર્મદા: "ત્યારે તમે મને અત્યારે થોડું થોડું શીખવો ને."

નટવર: "એટલી બધી શી ઉતાવળ છે? આપણે સાથે રહીશું ત્યારે થઇ રહેશે."

નર્મદા: "પણ આ રજાઓમાં તમે થોડું શીખવો તો બીજી રજાઓમાં તમે આવો ત્યાં સુધી હું પાકું કરી મૂકું."

નટવર: "એના વગર અત્યારે શું અડી રહ્યું છે?"

નર્મદા: "તમને ભણેલાંને તો એના વગર ખાસ અડી રહે છે."

નટનર: "કોણે કહ્યું?"

નર્મદા: "કેમ કોણે કહ્યું? જે હોય એ અભણને પરણવાની જ ના પાડે છે."

નટવરે ગમ્મત કરતાં કહ્યું: "તે તારે હજુ મને મૂકીને બીજાને......"

નર્મદાએ એના મોં ઉપર હાથ દાબી બોલતો અટકાવી કહ્યું: "શું તમે ય જેમ આવે તેમ બોલો છો! બીજાને મારે શું શૂળીએ ચઢાવવો છે?"

નટવરે સાધારણ પૂછયું: "નર્મદા! કદાચ હું બીજે પરણી ગયો હોત તોય તું બીજાને ન પરણત?"

નર્મદાને એની શંકા તાજી થઈ. એણે કહ્યું: "તમ-ભણેલાંનું તો ભલું પૂછવું! બીજે પરણો ય ખરા."

નટવર: "તને જોયા પછી તો એવો કોણ હોય કે ગુલાબ મૂકી પોયણું લેવા જાય?"

પતિને મુખે પોતાના રૂપ-ગુણનાં વખાણ સાંભળી નર્મદાનું મોં લાલ લાલ થઇ ગયું. અને ત્યારથી એના મનમાં પાકી ખાત્રી થઇ ગઈ હતી કે પતિના હૃદયમાં એનું સ્થાન એક અને અજોડ હતું.

(૨)

ત્યાર પછી તો નટવર કૉલેજમાં દાખલ થઇ બી. એ. થયો. પોતે સ્વતંત્ર ઘર વસાવ્યું. નર્મદાના ખોળામાં દોઢ વર્ષનો ઇન્દુ હતો. કદાચ એ બાળકની એને ઓથ ન હોત તો વસતીથી ઉભરાતા એ શહેરમાં એનો દિવસે ય ન જાત. નટવર અગિયારથી પાંચ નોકરી કરતો. સવારમાં એક અને સાંજે એક, એમ બે ટ્યૂશન હતાં. રાત્રિનો સમય એનો એલ-

એલ. બી. નો અભ્યાસ રોકી લેતો ત્યારે નર્મદા ઇન્દુને ગોદમાં લઇ ઊંઘી જતી.

આવા પ્રવૃત્તિમય જીવનમાં એને બીજો વિચાર કરવાનો અવકાશ ભાગ્યે જ મળતો. છતાં કોઈ કોઇ વાર નર્મદાનો સાધારણ પ્રશ્ન એને વિચારતો કરી મૂકતો. "દરરોજ પેપરમાં શું વાંચવાનું હોય છે કે પૈસા બગાડો છો?" અને ઉપરથી સલાહ આપતી: "એના કરતાં એટલું શાક આણ્યું હોય તો પેટમાં ય જાય.'

અને એનું મન વિચારે ચઢી જતું: વિશ્વનાથે ય વકીલ છે અને કાલ હું ય વકીલ થઇશ. પણ બંનેનાં જીવનમાં–કુટુંબ અને સંસ્કારમાં કેટલી અસમાનતા! સવારમાં ચાની સાથે દરેકને ટાઇમ્સ વાંચવા જોઇએ. મારું ટ્યૂશન લેતી રમાએ જ બ્રિટન યુદ્ધમાં જીતશે એ મારી દલીલનો કેવો સચોટ રદિયો આપ્યો હતો? એની માએ કેવો તમતમો ચુકાદો આપ્યો: 'મિ. નટવરલાલ! તમે રમા સામે વાદમાં હારી ગયા તો વકીલાત શી રીતે કરી શકશો?' અને એમના પંદર વરસના પુત્રે અહિંસા વિષે પિતાને કેવો જવાબ આપ્યો હતો?—'પપ્પા! બુધ્ધે અહિંસાનો પ્રયોગ કંઈ રાજનીતિમાં નહોતો કર્યો. મહાત્માજીએ જ એનો પ્રથમ સફળ પ્રયોગ જગતને કરી બતાવ્યો. તમે કહો છો કે ગાંધીજી અહિંસામાં તો નિષ્ફળ નીવડ્યા છે. પણ આજ હજારો વર્ષોથી હિંસાના પ્રયોગ થયા પછી એ શાન્તિ સ્થાપવામાં નિષ્ફળ નીવડી છે એના પ્રમાણમાં થોડા વર્ષના પ્રયોગમાંથી કેમ કરી અનુમાન બાંધી શકાય?' અને નાની પાંચ વર્ષની બેબી હું પગથિયાં ચઢ્યો ત્યાં સુધીમાં વધાઇ ખાતી હોય તેમ કેવી બોલી ઊઠી: 'સર! સિંગાપુર ગૉન!'

નર્મદા કહે છે'–મને ભણાવો.' કદાચ એ બહુ ધાડ મારે તો વાંચતાં–લખતાં શીખે. દૂધનો હિસાબ રાખે. પણ એથી કેળવણીનો મૂળભૂત ઉદ્દેશ કેટલો ફળીભૂત થાય? એથી એનામાં રમાની દલીલશક્તિ આવવાની હતી? એથી સોવિયેટનો સમાજવાદ અને જર્મનીનો નાઝીવાદ

ખ્યાલમાં આવવાનો હતો ?

વિશ્વનાથનાથી કદાચ વધારે કમાઉ પણ એથી એવું સંસ્કારી કૌટુંબિક જીવન મળવાનું હતું ? એમનાં છોકરાં નાનપણથી જ અંગ્રેજી સ્પષ્ટ અને શુદ્ધ બોલતાં શીખે છે. સ્વચ્છતામાં તો સહેજ ડાઘ પડયો કે આયા કપડું બદલી નાખે. નર્મદાને મેં કેટલીય વખત કહ્યું હશે–ઇન્દુને તું 'ભૂ...ભૂ'...કહે એટલે 'પાણી' શબ્દ બોલતાં કયાંથી આવડે ? પણ એને તો એની કિંમત હોય ત્યારે ને ? 'શું' નાસી જાય છે ? ઘણો ય મોટો થશે ત્યારે શીખશે. તમે બહુ ભણ્યા એટલે જેમાં હોય તેમાં ભૂલો કાઢવાના !'

ઘરની સ્વચ્છતા સ્વીકાર્યા છતાં બાળક તો ગંદું રહે એ ખ્યાલ એના મગજમાં કેટલો દૃઢ થઇ ગયો છે ? 'એ તો છોકરું એટલે કપડાં દાડામાં બે વારને બદલે ચાર વાર બદલો તો ય મેલાં થાય.' બહુ આગ્રહ કરી છેવટ એ જ સાંભળવાનું ને—'તમે ય નાના હશો ત્યારે એના કરતાં વધારે ગંદા રહેતા હશો, જવા દો ને એ બધી વાત.'

એટલે પત્ની તરફની જે અપૂર્ણતા છે તે કદી પૂરી થવાની નથી માની એ મન વાળતો, અને જીવનમાં બીજી સિદ્ધિ પ્રાપ્ત કરવા એ વિચારને બને તેટલો વહેલો ભૂલી જઇ અભ્યાસમાં મગજને એકાગ્ર કરતો.

પહેલી સાલ એ ફર્સ્ટ કલાસમાં પાસ થઇ ગયો ત્યારે વિશ્વનાથ એની શકિતથી ચકિત થઇ ગયા. એમણે પત્ની સાથે વાત કરતાં કહ્યું: "જો કોઇના સારો સહકાર મળી જાય તો ભવિષ્યમાં રત્ન નીકળે તેમ છે."

કપિલાએ પૂછયું: "ફર્સ્ટ કલાસમાં આવ્યા એટલે ?"

વિશ્વનાથ: "ફર્સ્ટ કલાસ એ એને માટે ઓછી વાત નથી. સવાર સાંજ બે ટયૂશન અને દિવસે હાઇસ્કૂલની નોકરી પછી એને અભ્યાસનો કેટલો વખત મળે ?"

કપિલા: "રમાને ટયુશન આપવું એ જ હોંશિયારી વગર કયાં બને એવું છે ?"

વિશ્વનાથ: "બીજી રીતે તને કેમ લાગે છે ?"

કપિલા: "શી બાબત ?"

વિશ્વનાથ: "હા. બંનેને ગોઠી જાય તો. પણ હજુ કેમ જાણ્યું એમ ને એમ હશે ?"

કપિલા: "જરૂર વગર કોઇનું આંતરિક જીવન ઓછું પુછાય છે ? એટલી બધી શી ઉતાવળ છે ?"

વિશ્વનાથ: "ના રે ના, આ તો સહેજ ઇશારો કરી મૂકયો."

કપિલા: "એ તો હું વાતવાતમાં પૂછી લઇશ."

સાંજે નટવર આવ્યો ત્યારે કપિલાએ બૂમ પાડી: "મિ. નટવરલાલ ! જરા અહીં આવજો. રમા બહાર ગઇ છે તે આવવાની તૈયારીમાં છે."

રમાના ઓરડા તરફ જતા નટવરના પગ દીવાનખાના તરફ વળ્યા. ખુરસી ઉપર એ બેઠો એટલે કપિલાએ પૂછયું: "આજ શી નવાજૂની છે ?"

નટવર: "તમે રેડિયાવાળા કરતાં હું શું વધારે જાણવાનો હતો ? મને તો માંડ પરાણે જમવાની ફુરસદ મળે છે. એટલે બહારના વાચનનો ય મને વખત હોતો નથી."

કપિલાએ હસતાં હસતાં કહ્યું: "એટલા બધા પૈસાને શું કરો છો ?"

નટવર: "શું ધૂળ કમાઉં છું ! વકીલ સાહેબની આટલી સજ્જડ પ્રેકટીસ છે તોય મને પાંચ રૂપિયા વધારે આપતાં નાકે દમ આણ્યો એવી મારી કમાણી !"

કપિલા: "પણ તમારે એકલાને કેટલાક રૂપિયા જોઇએ ?"

નટવર: "એકલા માટે તો કોઇ આટલી મહેનત કરતું હશે ?"

કપિલાએ નિરુત્સાહ થતાં કહ્યું: "ત્યારે એમ કહોને કે પરણેલા છો."

કોઇ દિવસ આંતરિક જીવનમાં માથું ન મારતા આ કુટુંબની પદ્ધતિમાં કપિલાની આજની વાત નટવરના ધ્યાન બહાર ન હતી. એ થોડું

સમજ્યો હતો. એણે સહેજ વાત ઉલટાવી: "તમે ય ખરી વાત કરો છો ને ?"

"કેમ ?"

"એકલા ન હોય એટલે પરણેલા જ હોય એવો અર્થ કઇ કલમથી કર્યો ?"

નવી આશા જન્મતા કપિલાએ સીધું પૂછયું: 'ત્યારે તમે પરણેલા નથી ?'

નટવરના મનમાં થયું–એવું ભાગ્ય હોત તો તો શું જોઇતું હતું ? પણ એ ભાવને છુપાવતાં એ બોલ્યો: "જો કે હું તો પરણેલો છું." અને કપિલાનો હેતુ પકડી પાડયો છે એમ જાણી એના મુખ પર હાસ્ય ફરકી ગયું. કપિલાએ પોતાની આશા સરી પડી છતાં ન છૂટકે વાત ચાલુ રાખી.

તે દિવસે રમાને ભણાવતાં એનું મન આખોય વખત નર્મદા સાથેની તુલનામાં જ પડયું હતું.

ઘેર આવતાં નર્મદાનું એનું એ હસમુખું–ગોરું–ઘાટીલું મોં જાણે બદલાયું હોય તેમ ક્ષણિક એને ન ગમ્યું. અને એ જમવા બેઠો ત્યારે એનાથી ભૂલ કઢાઇ ગઇ: "નર્મદા ! હમણાં હમણાંની તું ખાવામાં ધ્યાન જ નથી રાખતી. પૂરીઓ કેટલી કૂંળી છે ? શાકમાં આમલી વધારે છે. દૂધ બરાબર ગરમ થયું નથી. ખાંડ તો નીચે જ બેસી રહી છે."

બિચારી નિર્દોષ નર્મદા તો હજુ પતિના પહેલા દિવસના વિચારમાં વિહરતી હોવાથી મોટું તહોમતનામું સાંભળતાં દર વખતની માફક હસતાં હસતાં બોલી: "હવે સને રસોઈ શીખવ્યા કરતાં, બીજી સારી ખોળી લાવો."

એનો જવાબ આપ્યા વગર નટવર ઊંધું ઘાલી જમવા લાગ્યો.



# ૭ : ચોથો મહિનો

રેડિયોમાં બ્રોડકાસ્ટ થતા સમાચારની ઝડપે એ સાંજે સારાયે ગામમાં ઝમકુને ચોથો મહિનો જાય છે એ વાત પ્રસિદ્ધ થઇ ગઈ. બ્રોડકાસ્ટીંગ મથક ખુદ એનું ઘર હતું. એટલે એ સત્તાવાર સમાચારનો ઇન્કાર કરવાનું કોઇ સાહસ કરતું નહિ. ઓટલા પર ઊભી રહી કુબજ્યાએ લાંબા હાથ કરી એટલે મોટે અવાજે કહ્યું કે વગર તેડે તમાશો જોવા ભેગા થએલા લોકોએ એ વાત ઉપાડી લીધી. અર્ધા કલાકથી કુબજ્યા સાથે ટક્કર ઝીલી રહેલી ભૂરી એના કિલ્લામાં બાકું પડયું હોય તેમ નરમ પડી. સાપની માફક લબકારા મારતી એની જીભ બત્રીસીમાં બંધાઇ ગઇ. ભૂરીને વહેમ તો હતો, પણ એનું શરીર ભારે હોવાથી એવું દેખાતું હોય ને મૂળે તો બિચારી અહીં પડી પડી ગંધાય છે, તેમાં એવું પૂછતાં એને કેટલું દુઃખ લાગે? આમ વિચાર કરી ભૂરી પૂછવાનું માંડી વાળતી. આજ સવારમાં જ ઝમકુ નાહીને સાલ્લો ચીપીને પહેરતી હતી ત્યારે ભૂરીને દેખી તે શરમાઇ ગઇ. ને જેમ બને તેમ જલદીથી પાટલીને ખોસી તે કામે વળગી. દૂર ભાગતી ઝમકુને ઊભી રહે એમ તો ભૂરીએ કહ્યું. પણ એનો અવાજ ઝમકુ સુધી ન પહોંચ્યો ને આવેલી શંકા પૂછતાં એ રહી ગઈ. છતાં એ સાંજ વીતે તે પહેલાં કુબજ્યાએ એ વાત જાહેર કરી. ભૂરીએ એનો ઇન્કાર કરવા જીભને બહુ ઉથામી. પણ ઘાયલ જીભ ઊભી ન થઇ તે ન થઇ. છેવટ તે અંદર જતાં જતાં બબડી: 'આ મોટી સતી ન જોઇ હોય તો! ભરે પેટે કાલે એ પેડી છે.'

મંગળની પરણેતર વહુ ઊજમ એટલી ઊજળી હતી કે લોકોએ એનું નામ ભૂરી પાડયું. ને એ નામ જાણે એને ગમ્યું હોય તેમ 'ભૂરી' કહીને કોઇ બોલાવતું તોય એને ખોટું લાગતું નહિ. તેમાંય ભૂરી જેવી બાયડી હોવા છતાં મંગળે અંધારી રાતે જડે નહિ એવી જકલને ઘરમાં ઘાલી ત્યારે લોકોએ કોણ જાણે કેટલાય દિવસ સુધી એની એ જ વાતો કર્યા કરી. એ તો પૈસા લઇને આવી છે. મંગળ જોડે એને આડો સંબંધ છે. કાળી છે પણ એના ગુણ તો કાળા નહિ હોય—એમ લોકો મન ફાવે તેમ વાતો જોડી કાઢતા. સૌ એને કુબજ્યા કહેતું, એટલે ઘણાં એનું નામ જકલ છે તે જાણતાં પણ નહિ.

બંને શૉકો—ભૂરી ને કુબજ્યા—એક જ ઘરમાં ઉપર નીચે રહેતાં એટલે વાતવાતમાં લડવાનું તેમને સુગમ પડતું. ભૂરીની દીકરી ઝમકુ ગામમાં પરણાવી હતી. પણ ત્યાં તેને સાસુ સાથે અાંખરસો પડવાથી આજકાલ કરતાં બે વર્ષથી બાપને ઘેર રહેતી હતી. કુબજ્યાએ લડતાં લડતાં ઝમકુને ચોથો મહિનો જાય છે એવું મેણું માર્યું એટલે ભૂરી દીકરીના કાળા કલંકથી શરમાઈ અંદર જતી રહી. પણ કુબજ્યા ઉતાવળી તો નહિ પણ ધીમે ધીમે બબડ્યા કરતી હતી.

લોકો ધીમે ધીમે વેરાઈ ગયા. હજુ છોકરાં રસ્તામાં રમતાં હતાં.

"મગના ! અલ્યા, હમણાં કયાં ગયો'તો ?"

"અંહં ! એ નહિ કહું."

"પણ અહીં તો જોવાની મઝા આવી'તી."

"રમણ ! દોસ્ત નહિ ?"

"અંહ ! પેલી કુબજ્યા છે ને ? તે અને ભૂરી એવા લાંબા હાથ કરી કરીને લડતાં'તાં તે જોવાની ખરી મઝા આવી'તી."

આમ છોકરાં હજુ વાતો કરતાં હતાં, એટલામાં મંગળ માથે ચારનો ભ.રો લઈ તથા ઝમકુ બપોરનાં ભાતનાં ઠાલાં વાસણ અને તુવેરની

સીંગની પોટલી લઇ પાછળ આવતી હતી.

મંગળ ભારો નાખી મેડા ઉપર ગયો ત્યારે ભૂરી સૂનમૂન બેઠી હતી. ઝમકુ માને પૂછ્યા છતાં ન બોલી એટલે ચૂલો સળગાવવા મંડી. ને હજુ સળગેલા ચૂલામાંથી એ દીવો પ્રગટાવે તે પહેલાં ભૂરી બોલી ઊઠી: "આ તમારાં માનીતાંએ આજ આખા ગામમાં હો–હો કરી મૂકી. કહેવું હોય તો કે'જો, નહિ તો મારાથી એવું નહિ વેઠાય."

ભૂરીને પેટમાં તો તેલ રેડાયું હતું. પણ ચોરની મા કોઠીમાં મોં ઘાલી રડે તેવી તેની દશા હતી. ઝમકુ તો દીવો હાથમાં ઝાલી એમની એમ ઊભી રહી. કુબજ્યા નીચે દાદર આગળ કાન સરવા કરી સાંભળતી હતી.

મંગળે પૂછ્યું: "શું છે?"

"હું તે શું મોઢું લઇને કહું? પૂછો ને એ કુબજ્યાને......"

"કુબજ્યા તારી હોય તે......ફરીથી એવું કહ્યું છે તો મારા જેવી ભૂંડી કોઇ નથી." નીચેથી કુબજ્યાએ કહ્યું.

મંગળે હુંકારો કરતાં કહ્યું: "છાની મરેછ કે નહિ?"

"બધાં થઇને મારી નાખો એટલે તમારા જીવને ટાઢક વળે." કુબજ્યા એમ બોલી રડવા લાગી. ઝમકુ વાત સમજવા પ્રયત્ન કરવા લાગી, પણ તેને કંઇ સમજાયું નહિ. ભૂરીએ મંગળને કાનમાં કહ્યું ત્યારે એના ક્રોધને સીમા ન રહી. ને દાદર ઊતરતાં એણે બે પગથિયેથી પડતું મૂક્યું.

"ઓ બાપ......રે મરી .....ગઇ." મંગળના મારથી કુબજ્યાએ ચીસો પાડવા માંડી.

લાતો મારતાં મારતાં મંગળે કહ્યું: "આજ તો જાનથી મારી નાખું."

બૂમરાણ સાંભળી ફળિયાના લોકો ફરી ભેગા થઇ ગયા. પણ કોઇ અંદર જવાની હિંમત કરતું નહિ. ઘણાને એમ પણ ખરું, કે ઘરની આબરૂ ઉઘાડે એને મારે નહિ તો શું કરે?

બહાર લોકોને ભેગા થએલા જાણી કુબજ્યા જોરથી બૂમો પાડવા લાગી: "ઓ બાપ...રે મરી...ગઇ..."

છેવટે બે જણે અંદર જઇ મંગળને બહાર ખેંચવા માંડયો. પણ એ કેમે કર્યો ખસે નહિ. કદાચ ઉઠાય એટલી શક્તિ રહી હશે કે કેમ એની કોને ખબર? બે જણ બહારથી આવી એને બહાર ધકેલી લાવ્યા. પણ એણે બહારથી નીકળતાં નીકળતાં બે ત્રણ લાતો મારી લીધી.

(૨)

એ શિયાળાની સાંજે એઠાં ઠામ માંજ્યાં કરી ગોદડી ખંખેરી-ન ખંખેરી કરી ખાટલા ઢાળી દીધા; ચૂલા આગળનાં મીઠામરચાં માટલાં ઢાંકી-રડતાં બબલા-બબલીને ઉંઘાડવા જેટલી ધીરજ ન રહેતાં કેડમાં ખોસી બીજા હાથમાં તુવેરની સીંગનું સૂપડું લઇ બૈરાં ધીમે ધીમે ફળિયામાં ભેગાં થવા લાગ્યાં.

કેડમાંથી બબલાને નીચે મૂકતાં સમરતે પૂછ્યું: "સાંભળ્યું ને નવી કાકી?"

"શું!" ઘણી વાતો ફરી ફરી જુદા જુદા મોંએ સાંભળવામાં મઝા આવે છે.

"કાકી વળી ગામ પહેલાં જાણતાં હશે ને અજાણ્યાં થાય છે."

"શું છે અલિ સમરત?" સૂરજ પાછળ ધીમે ધીમે આવતા એના છોકરાને જુવારનો સાંઠો આપી ઉતાવળી ચાલી.

"એ તો પેલી વાત."

"તમે તો આજ જાણો છો; પણ હું તો કે'દાડાની જાણું છું. મેં તો એક વાર કૂવેથી આવતાં લાગ જોઇને ઝમકુનેય કહ્યું'તું કે અલિ, કેમ શરીર છેક ફિક્કું થઈ ગયું છે? પણ શરમની મારી એ કશું બોલી નહિ. આપણે બા એવાં ખરાં કે કોઇને વાત જ ન કરીએ." સૂરજે કહ્યું.

"આમ ભારથી આખા ગામમાં પટલાઇ કરે, પણ ઘરમાં કશું

કહ્યું ચાલે નહિ. એક પૈસો જોઇતો હોય તો માગે ત્યારે......"

"ને શું કરવો છે એમ પૂછ્યા વગર જમનાકાકી આપે જ નહિ" નવી કાકીનું વાક્ય વચ્ચેથી ઉપાડી લઇ સૂરજે કહ્યું.

જમાનાજૂની વાત જાણતાં કંકુકાકી છેવટે બોલ્યાં: "એય બિચારો શું કરે? તમે તો આજકાલની આવેલીઓ એ વાત ન જાણો. એ તો આજે ઘરડા થયા પણ જુવાનીમાં જમનીને એક વાર મારી છે મારી–મોંઢે લોહી પડેલું તે મેંય કેટલા વખત જોયું હશે. ઘણા વખત તો આખી રાત ઘરમાં પેસવા ન દે. પણ એ રાંડ જ એવી છે કે મારને ગણે જ નહિ. ને તેમાંય જૂનીનો મોટો છોકરો–જુઓ છો ને, બેઠાખાઉ નીકળ્યો. એનાં ચાર છોકરાંને એ બે જણનું પૂરું કરવાનું. રણછોડ કંઇ ખેતરને અલ્લે વળગ્યો; પણ બીજી બાયડી પરણ્યો ત્યારથી એય જુદો રહેવા લાગ્યો, એને ફરી પરણાવનારે ય જમની કે જરકી–જૂની વહુ ડોસાને પાલવવી પડે છે. ને ઝમકુ જોડે પરણાવ્યો છે તે ઉમેદ તો તણખલું તોડીને બે કરતો નથી એ તો સૌ કોઈ જુએ છે. એટલે છેવટે ડોસો બિચારો શું મરે? એ તો એવો કંટાળી ગયો છે કે બે વખત ખાવા સિવાય ઘરની વાતમાં માથું મારતો નથી."

"કાકી! તમારું કહેવું ખરું છે. એ જમનાકાકી નથી જતી, પણ ડોસાએ તો વિચાર કરવો જોઇએને કે એમ પિયરમાં વહુ ક્યાં સુધી પડી રહે?"

"ડોસો તો મેં ન કહ્યું કે ભગવાનનું માણુસ છે. ભૂખ્યાનું મોં જુએ એવો નથી. પણ એનું ચાલતું નથી. આ વાત સાંભળી હશે તો એને કૂવે પડયા જેવું થયું હશે." કંકુકાકીએ ડોસાનો બચાવ કર્યો.

"પડયા કૂવે! જુવાન જોધ જેવી વહુ આજકાલ કરતાં બબ્બે વરસથી પિયરમાં પડી રહી છે, ને તેય દિસતું રહ્યું. પરગામ હોય તો દેખવુંય નહિ ને દાઝવુંય નહિ. પણ આ તો સામે બારણે આવતાં જતાંય આંખે ચઢે. તેડી લાવવા જેટલુંય બાયડી આગળ ન ચાલે?"

"તુંય સૂરજ ! અલિ સમજતી નથી. બૈરાંના કામમાં આદમી શું કરે ? સાસુ-વહુને પાડાખાર પડ્યો એટલે તેડી લાવે તોય જમની ઓછી એના પેટમાં પાણી ટકવા દે ? એ તો છોકરાનામાં માલ હોય ને જુદો રહે ત્યારે-પણ એ તો છે નહિ." કંકુકાકીને છેવટ બોલવું પડ્યું.

"ભઇનામાં રામ હોય ત્યારે શું જોઇએ છીએ ? નહિ તો તે દા'ડે જમની એને વાડામાં એંધરાનો ફાચરો લઇ ફરી વળી ત્યારે એ બહાર ઓટલા ઉપર બેઠો હતો તે જોઇ રહે ? ઝમકુએ એટલા બધા બરાડા પાડ્યા કે એનો બાપ ચારની ગાંસડી લઇ આવતો હતો તે નાખીને દોડ્યો અને છોડીને ઘેર તેડી ગયો. એ તો સારું થયું કે મંગળ બોલ્યો નહિ-નહિ તો એનો કરોધ તો વળી એવો છે કે જમનીને એંની એં ભોંય ભેગી કરી નાખત." નવીકાકીએ બે વરસ પહેલાંનો ઇતિહાસ રજૂ કર્યો.

સમરત બોલી: "એ તો ઝમકુ એવી, મારા જેવી હોય ને તો એનો ફાચરો એના માથામાં જ મૂકું."

સૂરજ: "આમ તો ઝમકુ બિચારી ગરીબ ગાય જેવી છે. પણ કોણ જાણે શાથી સાસુ-વહુને પાડાખાર પડ્યો."

કંકુકાકી: "એ તો જમની જ બળ્યા મોંની છે. જો વહુએ સહેજ એ છોકરા જોડે વાત કરી હોય તો...'આ તો નવાઇ દીઠી. અમે ય તમારાં જેવાં નાનાં હતાં પણ કોઇ વખત દા'ડે વાત કરી નથી. તમારે શું છોકરાં પરણાવવાનાં છે કે વાત કર્યા વગર ન ચાલે. તારે જ ધણી હશે. બીજીઓએ કંઇ દીઠા છે ? ખાવા બેઠો હોય ને હું પાણી આપવા જાઉં તે પહેલાં આ નાઠી પાણી લઇ-તે હું કંઇ પાણી આપવાવાળી મરી ગઇ છું ? ભઇનામાં ય એવા રામ ! બાયડી વગર જાણે બીજું કશું દેખાતું જ ન હોય. એ તો એવા હતા ને કે સામે જોયું હોય તો ડાચું જ ભાંગી નાખે.' આવાં તો લાખો વાનાં બોલ્યા જ કરે. એની જીભ બોલતાં થાકે ય નહિ. ને કહેનારીઓ કહી રહી-પહેલાં ત્રણ વરસ તો એણે બંનેને ભેગાં જ થવા દીધાં નથી. એ તો મારા જેવીઓએ એને તોડી ખાવા

માંડી ત્યારે પરાણે ભેગાં થવા દીધાં. ને તોય સ્યોકની માફક પાછળની પાછળ. અરધી રાત જાય ત્યાં સુધી કામમાંથી નવરી ન થવા દે. ને પહેલો મરઘડો બોલેય નહિ તે પહેલાં 'એ વહુ! વલોણાની વેળા થઈ–ડોબાને ગોતું મૂકવાનો વખત થયો–દળવાનું તો હજુ એમનું એમ પડયું છે...' એવી બૂમો એટલા જોરથી પાડે કે ફળિયાનાં લોક જાગી ઊઠે. જરકી–રણછોડની જૂની–બિચારી એનું દુઃખ સમજે ને કહે: "બા! સૂઇ રહેવા દો ને એને–એ તો હું બધું કરી લઇશ."

"પણ મા 'રગમાં જાય એવાં તે તરત બોલી ઊઠે, 'ના, બા! મારે તો પાંચેય આંગળીઓ સરખી. કઇ આંગળી વાઢું તો લોહી ન નીકળે? તું અરધી રાતની ઊઠીને કામ કરે ને એ પટરાણી નિરાંતે પડયાં રહે? હું મોઈ ભખ્ખાબોલી તે ઝટ કહી નાખું. પણ મારાથી વેરો આંતરો નહિ થાય?' છેવટ ઝગકુ ઊઠીને આવે ત્યારે એને નિરાંત વળે. આવું સુખેય છ મહિનાથી વધારે ન ટક્યું."

નવી કાકીએ ફેંસલો આપ્યો: "એ ઘરમાં તો એનાથી કદી નહિ રહેવાય, એ તો જુદાં રહે ત્યારે."

"એ શું બોલ્યા હવે! આ વાત જાણ્યા પછી એ રાંડ એને ઘરમાંય પેસવા દે?" સૂરજે કહ્યું.

સમરત બોલી: "એ તો શું બીજી કોઈ હોય તોય ન પેસવા દે. લાજ કોને વહાલી ન હોય?"

નવી કાકી: "છોડી એમ તો સમજુ લાગે છે ને એ શું કરી બેઠી?"

કંકુ કાકી: "બર્યો અસ્ત્રીનો અવતાર–એનાથી અજાણ્યે ભૂલ થઈ હોય તોય જીવતર ધૂળ થઇ જાય. એમાંય જુવાની સાચવવાની એ કંઈ રમત છે? આ તો પુરુષ પકડાય નહિ ને અસ્ત્રી ફજેત થાય છે એટલું જ. બાકી ઘણાં પાપ તો મરદ કરાવે છે."

સૂરજ બોલી: "ખરું છે કાકી, એ તો બધાંય એની વાતો કરે છે.

પણુ પોતાની વાત કોઇ જોતું નથી. એ કુબજ્યા એમ ને એમ ક્યાં એના ઘરમાં પેઠી છે ? ને એમ માનો ને, કે મંગળ સારો કે એને ઘરમાં ઘાલી."

સમરત: "નહિ તોય એની શી લાજ જવાની હતી ? બીજાના ઘરમાં પેસત."

"દિસતી રહી પેસત તો; પણુ એણે શું જોઇને કહ્યું કે ચોથો મહિનો જાય છે ?"

એ વાત આગળ ચાલે તે પહેલાં સમરતનો બબલો ઊંઘમાંથી જાગી રડવા લાગ્યો. એણે એને ઘણોય થાબડયો. પણુ એ છાનો રહ્યો નહિ. ને નાછૂટકે વાત પડતી મૂકી સર્વ વેરાયાં.

(૩)

એ રાતે ગામ-લોકો પેટ ભરી વાતો કરી, કડકડતી ઠંડીમાં ગોદડીમાં મોં ઘાલી સૂઇ ગયાં, ત્યારે ભૂરી એના ખાટલામાંથી ઊઠી. નીચે ડોકિયું કર્યું તો અંધારું હતું. ને કુબજ્યા મારના થાકથી ઢીલી થઇ ઊંઘી ગઈ હોય તેમ નસકોરાં બોલાવતી હતી. મંગળ બળદો સાથે કોઢમાં માંચો ઢાળી સૂતો હતો. વાત જાણી ત્યારથી ઝમકુનું મોં સહેજ ઉદાસ હતું. પણુ ગુના જેટલી ચિંતા એના હૃદયમાં હોય તેમ લાગતું ન હતું. સોડ તાણી એ સૂતી હતી; પણુ ઢાંકેલા મોંની અંદરથી એની મા ઊઠી એ એણે જોયું.

"ઝમકુ !" ખાટલા પાસે આવી ગોદડીથી ઢંકાએલા માથાને હલાવતાં ભૂરીએ કહ્યું.

"શું છે ?" ધીમેથી બોલી ઝમકુ બેઠી થઇ.

"ખરી વાત છે ?"

"હા"

મલિનતાને ઉત્તેજન આપતો અંધકાર મૂગો મૂગો એ વાત સાંભ-

જતો હતો.

"કયો મહિનો જાય છે?"

"ચોથો."

ભૂરીને છોકરી ઉપર રીસ તો ચઢી હતી, પણ તાણીને બોલવા જેટલો અવકાશ ન હતો. પાપના પ્રાયશ્ચિતને બદલે જુવાન જોધ જેવી છોકરીનો જનમારો શી રીતે જાય? ને બાકી હતું તે આખા ગામે જાણ્યું.

ભૂરી ગૂંચવાડામાં પડી. એનાથી બોલાઇ ગયું: "પહેલેથી ભસી હોત તો એનો રસ્તો થાત." ને સહેજ ઉતાવળું બોલાઇ જવાથી કોઈ સાંભળી તો નથી ગયું તેની ખાત્રી કરવા તેણે પાછળ જોયું. પણ કોઇ હોય તો જણાય ને? પણ કુંભજાએ ઉધરસ ખાધી તે સંભળાઇ.

"રાંડ જાગે છે." ભૂરી બબડી, ને ઝમકુને કહેતી હોય તેમ ધીમેથી બોલી: "તને એટલુંય ભાન ન'તું કે એ વાત કેટલા દા'ડા છાની રહે?"

પણ ઝમકુ જાણે સાંભળ્યું ન હોય તેમ કશું બોલી નહિ.

માએ થાકીને પૂછ્યું: "તો શો વિચાર કરે છે?"

નછૂટકે ઝમકુ બોલી: "હું શું કરું?"

"પહેલાં પૂછ્યું હોત તો આ વલે ન આવત."

"પણ પૂછવા જેવું હોય ત્યારે ને?"

"નકટી" માથી ઉતાવળું બોલાયું ને તે ફરી સાવધ થઇ.

"એમાં કશું ખોટું નથી થયું." ઝમકુએ ધીમે ધીમે હિંમતથી બોલવા માંડ્યું.

"પાછી શરમાતી ય નથી?"

"ના."

ને ભૂરી કંઇ બોલે તે પહેલાં ઝમકુએ પાસે આવી–પોતાની જાતેય ન સાંભળે એટલે ધીમેથી કાનમાં કહ્યું.

ક્ષણભર તો ભૂરીનું મોં પુલકિત થયું. અંધકારમાં ઝમકુએ એ ભાવ દીઠા નહિ પણ પારખ્યા ખરા. પણ વિજળીના ઝબકારા પછી તિમિર ગાઢ લાગે તેમ એની વ્યાવહારિકતાએ શંકાને જન્માવી.

ને એ બોલી: "પણ ભવાડા પછી એ હાથ મૂકવા દેશે?"

"કેમ નહિ મૂકવા દે?"

"એ તો પુરુષ! છેલ્લી ઘડીએ ના પાડે." ભૂરી મા-પણું વિસરી વાત કરતી હતી.

'આમાં આપણું ક્યાં જવાની છે?"

"એટલી હિંમત હોય તો કશું ખોટું નથી."

ઝમકુ ઉત્સાહમાં આવી હોય તેમ સહેજ ઉતાવળી બોલી: "જરૂર એ હા પાડશે. મેં વાત તો કરી છે. પણ તું બધી સગવડ કરી આપીશ ને?"

ભૂરી ખુશ થતી બોલી: "જરૂર, તારા બાપ જાણશે એટલે એ ના જ નહિ પાડે."

"ત્યારે હું બે દા'ડામાં પુછી જોઇશ."

ને ભૂરી આશા સેવતી ખાટલામાં જઇ સૂતી. પણ ઝમકુને એ રાતે બિલકુલ ઊંઘ ન આવી.

(૪)

બીજે દહાડે બારથી બહારગામથી આવ્યો કે તરત જમનાકાકીએ પોતાનું પુરાણ ચલાવ્યું: "હું કહી કહીને થાકી પણ મારું સાંભળે છે જ કોણ? હું તો રાંડ-ભખ્ખાબોલી તે પહેલેથી જ ના કે'તી કે મારે ગામમાં ને ગામમાં નથી કરવું, પણ હું તો હિસાબમાં જ નહિ. બહારગામમાં હોય તો આ ભવાડા નજરે જોવા તો ન પડે ને? આ તો સાત પેઢીના સંબંધ બાંધવાના તે કંઈ જોવું કરવું કે નહિ? મને તો એમ થાય છે કે જાણે

કૂવે પડું."

ને આ છેલ્લા વાકયથી ધણી ઉપર શી અસર થાય છે એ જોવા જમનાકાકી છાનાં રહ્યાં. લવારો સાંભળી કંટાળેલા ભારથીને પણ ધરતીકંપ જેવો ધડાકો થયો હોય તેવો ભાસ થયો. પણ આ જીવનથી થાકેલો એ કશું બોલ્યો નહિ.

છેવટે ધારેલી અસર ઉપજાવવા જમનાકાકીએ નિંદાસ્ત્ર પડતું મૂકી રુદનાસ્ત્ર શરૂ કર્યું.

"ઓ મારી મા......રે......તું ગઇ ને આ અભાગણીને શું કામ મૂક...તી ગઇ? હું રાંડ અહીં બધાં માટે મરી જ...ઉં ને મારું અહીં કોઇ ન......હિ."

"પણ છે શું?" રુદનાસ્ત્ર સફળ નીવડયું.

"મા...રું તમા...રે કંઇ સાં...ભળ...વું છે? હું...તો અમ...થી મા...રું...મા...રું કરી મરી જ...ઉં છું." જમનાકાકીએ એ શસ્ત્ર ચાલુ જ રાખ્યું.

કંટાળેલો ભારથી ફરી ન બોલ્યો. એટલે એણે ડૂસકાં ભરી ભરી બોલવા માંડયું: "હું તો તમારે લીધે; નહિ તો મારું અહીં શું છે? હું રાં– ચોખ્ખી; એટલે મારાથી ખોટું નથી ખમાતું. મારું માન્યું હોત તો આટલે વરસે નીચું ઘાલવા વારો ન આવત."

આમ પોતાના વિષય માટે વાતાવરણ તૈયાર કરી જમનાકાકીએ પાલવ વડે આંખો લૂછી નાંખી. ને બાકીનો પ્લોટ ભજવવા એ ટટાર થયાં: "કાલે તમે હોત તો મારે કશું ય કહેવું ન પડત. આ તો હું તમને કહું એટલે ખોટી લાગું છું. પણ હું રાંડ નહિ બોલું તો શું કરું?"

"પણ શું થયું તે તો કહીશ કે એમ ને એમ?"

"હું તો કહેતાં ય લજવાઈ મરું છું. શું મોઢું લઇને વાત કરું?" વાત કહેવા અધીરા બનેલાં જમનાકાકીએ વાતને તંગ કરવા માંડી. એમણે આગળ કહેવા માંડયું: "આપણને કોઇ કંઇ ઓછું કહે છે? પણ

એ તો કુબજ્યા ને એ બે સ્યોકો વઢી ત્યારે વાત બહાર પડી કે એને ચોથો મહિનો જાય છે. હવે તમે જ કહો કે હું રાંડ પોક ન મૂકું તો શું કરું ?"

ભારથી વાત સાંભળી વિચારમાં પડી ગયો.

પણ એના વિચારને આગળ વધતા રોકી એણે આગળ ચલાવ્યું: "હું તો તમને પહેલેથી જ ના કે'તી'તી કે મારે અહીં નથી કરવું. મંગળે પીસ્તાળીશ વર્ષે એક ઉપર બીજી ઘરમાં ઘાલી ત્યારથી ન સમજીએ કે એની છોડી તે વળી સારી હોય!"

"આપણે ઓછા જાણતા હતા કે એ એવું કરશે?" ભારથીએ બચાવ કર્યો.

"પણ માણસ તો ઓળખીએ ને ? એ દહાડે છોડીનું ઉપરાણું લઈ એને ઘેર તેડી ગયો ત્યારથી મારું મન તો ઊતરી ગયું. ઘર વહાલું હોય તો બીજે જાય ? એણે એટલોય વિચાર ન કર્યો કે બાપને ઘેર જનમારો જવાનો છે ? તોય મારા મનને જાણે બળ્યું, પણ ઊલટો એનો બાપ કહે છે કે તેડી જાઓ તેડી જવી હોય તો, હું પોતે નહિ જાઉં. જાય છે મારી બલારાત ! મેં ધાર્યું હોત તો એકને પરણાવ્યો તેમ કેદા'ડાનો ફરી એને પરણાવત. પણ મારા મનમાં જાણે, બળ્યું, એના જેવું કોણ થાય. તમે જ કહો કે એને ફરી પરણાવ્યા વિના છૂટકો છે ? ને પરણાવવાની તો હિમ્મતી રહી. પણ મરતાંજીવતાં આબરૂના કાંકરા થયા તેનું શું ?"

ને આ બધા વિચારો વાગોળતો હોય તેમ ભારથી નીચે મોંએ બધું સાંભળતો હતો. પણ જમનાકાકી બોલતાં થાકે ત્યારે થઇ રહ્યું !

"ઉમેદનું શરીર પણ જોતા નથી ? કેવું છોડિયા જેવું થઇ ગયું છે ? એના જ કંકાસમાં બિચારો અડધો થઈ ગયો. પેલી રૂપાં પાસે મેં એને ફરી પરણવાનું પૂછયું, પણ એનાથી એમ કહેવાય કે મારે ફરી પરણવું છે ? 'કાકી ! તમને હું શું કહું ?' એમ બોલી એ શરમાઇ ગયો. એવું રૂપાં કે'તી'તી. પછી જુવાન જોધ જેવા છોકરાને એમ ને એમ

ક્યાં સુધી ધાલી મુકાય ?"

થોડી વાર થાક ખાઇને એણે આગળ બોલવા માંડયું:

"મેં તો કે'દા'ડાનું જોઈ મેલ્યું છે. પણ જો હું કહું તો તમે કે'શો કે રાંડ, તેં મને ઝંપવા ન દીધો. નહિ તો હું તો પે'લેથી જાણતી'તી કે એની જોડે મારા છોકરાના દા'ડા નહિ જાય. પણ હું કહું તો તમે કહેશો કે તું જ એવી છે કે વહુને ઝંપવા દેતી નથી. પણ હવે તમે ય જોયું કે મારો વાંક નથી. પણ એ જ એવાં પગલાંની હતી."

કંઈ યાદ કરતી હોય તેમ સંભારી કાઢીને જમનાકાકીએ કહ્યું: "હું રાંડ કેવી છું તે કહેવાની વાત તો ભૂલી જાઉં છું વાલડાના રણછોડ દરૂની વહુ લાડુએ મને કેટલી ય વખત કહ્યું હશે કે મારી સાંકળી તમારા ઘરમાં શોભે તેવી છે. મેંય એક બે વાર જોઇ છે. ઊજળી તો આપણી બીજી કમળી–દીકરી જુઓ ને. પંદરેક વર્ષની હશે પણ શરીર તો ખાધેલ પીધેલ એટલે કોઇ સત્તર–અઢાર વરસ કહે. આવે ત્યારથી જ આખા ઘરનું કામ ઉઠાવી લે તેવી છે. કન્યાની તો શી ખોટ છે? પણ હવે લગ્ન કરવાનું થયું, એટલે એને પૂછવું પડે."

ને જાણે પોતાની ઝડપે એણે વિચાર કરી નાખ્યો હોય તેમ એણે પ્રશ્ન કર્યો: "ત્યારે એમને કહેવડાવું ને?"

"શું ?" ભારથીએ પૂછ્યું.

"ત્યારે મેં કહ્યું શું ? ને તમે સાંભળ્યું શું ?" જમનાકાકી અકળાયાં.

"એટલી બધી શી ઉતાવળ છે ?"

"તમે તો ટાઢા પથરા જ રહ્યા. હવે તો તમને કોઇ કહેનાર નથી ને કે તમે ખોટું કર્યું ?"

ને છેવટે ભારથીને વિચાર કરવાનો અવકાશ આપી જમનાકાકી અંદર ગયાં.

(૫)

છેવટે ઝમકુ ને ઉમેદ જુદાં રહ્યાં ત્યારે બધો ભેદ ભાંગ્યો. મંગળે એક ઘર આપ્યું, તેમાં બંને જુદો ગૃહ-સંસાર લઇ બેઠાં. લોકો ઝમકુની નિંદા કરતાં બંધ થયાં. પણ જૂની આંખે નવો તમાશો દેખી આધેડ સ્ત્રી-પુરુષ નવાઇ પામ્યાં. માબાપથી ત્રાસેલા યુવકોએ ઉમેદને અભિનંદનથી નવાજ્યો. ને સાસુથી ત્રાસેલી કોડભરી યુવતીઓએ ઝમકુને એના સાહસ બદલ વધાવી લેવામાં બાકી ન રાખી.

કૂવાને કાંઠે-તળાવને ઓવારે ને પુરુષની નાગચૂડથી સ્વતંત્ર એવી જગાએ ઝમકુની ચોમેર યુવતીઓ વિંટાઈ વળી. રસભરી વાતો કરતી ઝમકુ-વિજયી સેનાપતિની માફક-પોતાના વિજયની રસિક કહાણી સસ્મિત કહી સંભળાવતી.

એકે કહ્યું: "અલિ ઝમકુ! તેં તો ખરું કર્યું!"

બીજી બોલી: "ના કરે તો? એને તો ટેવ પડી ગઈ. એકને ફરી પરણાવ્યો ને બીજાને પરણાવવા તૈયાર થઇ'તી."

ઝમકુ બોલી: "તૈયાર તો શું પણ નક્કી કર્યું'તું."

એકે પૂછ્યું: "અલિ, તે દા'ડે વાત ઊડી ત્યારે તો તને કેમનુંય થયું હશે!"

ઝમકુએ જવાબ આપ્યો: "એમાં કેમનું શું? ઓછું મેં ખોટું કર્યું હતું."

બીજી: "પણ ગામમાં તો હો હો થઇ ગયું'તું ને?"

ઝમકુ: "એમાં મારે શું? એ રાતે મેં મારી માને કહી દીધું."

એક જણી બોલી: "એ તો બધુંય હું જાણું છું. તમને ખેતરમાં વાત કરતાં મેં એક બે વાર દીઠાં હશે."

બીજી: "એ તો બધાંય જાણે છે. પણ કોઇ નહિ કહે એટલું જ."

ત્રીજીએ અધુરી વાત યાદ દેવડાવી: "પછી તારી માએ શું કહ્યું ?"

ઝમકુ: "વાત જાણી એને શાંતિ વળી. પણ એને શંકા ગઇ કે કદાચ એ ના પાડશે તો? મેં કહ્યું'તું કે એ ના જ નહિ પાડે. મેં પેલેથી વાત કરી'તી. 'અહીં નહિ તો ગમે ત્યાં જઇશું; પણ હવે હું તને દુ:ખી નહિ કરું.' એમણે કહેલું એટલે મને વિશ્વાસ હતો. તેમાં મારી માએ કહ્યું: 'જુદાં રહેવાનું એ કહે તો હું તમારું બધું પૂરું કરીશ.' ને આપણેય ક્યાં વાણીઆ–બ્રાહ્મણ છીએ કે મે'નત નથી થતી. પણ એને ખબર તો પડે કે માથાની મળી.' ને ઝમકુએ વિજયનું હાસ્ય કર્યું.

એકે કહ્યું: "પણ તારા જેવી બીજીની હિંમત ન ચાલે."

બીજી બોલી: "એ તો ઝમકુ જેવી એક બે જણી નીકળશે એટલે બધાં સમજી જશે."

ને ત્રીજીએ કહ્યું: "આજ બધાં એને જ કહે છે કે તું જ એવી છે કે ત્રણમાંથી એકેય છોકરો તારા ભેગો ન સમાયો."

એક: "પણ એવું કહે એને લાજ હોય ત્યારે ને ?"

બીજી: "ભલું ઉમેદે જુદું રહેવાનું હા કહ્યું ?"

ઝમકુ: "એમણે તો મને પહેલેથી કહ્યું'તું કે તું ચિંતા ના કરીશ. હું ફરી પરણવાનો નથી. હા–જો એમ ને એમ તને તેડી લાવે છે તો ઠીક; નહિ તો ઉઘાડું પાડયા વિના છૂટકો નથી. ને માબાપને ખોટું ન લાગે માટે બે વરસ લગી વાટ જોઈ."

અત્યાર સુધી નીરસ ચાલતી વાતમાં એકે રસિકતા પૂરતાં કહ્યું: "હવે ખોળો ભરે ત્યારે બધાંને ગળ્યું મોં કરાવજે એટલે બસ."

"અમને તો ઠીક પણ તારી સાસુને જમાડજે એટલે બધાંને પહોંચ્યું."

ને સર્વે હસી પડયાં !



## ૮ : બે છેડા

રાવજીનો વિવાહ થયો, ત્યારે મા બે ચાર બૈરાં સાથે વિવાહની વાત કરતી હતી.

"એમનો વિચાર જરા પાછો ખરો. છોડી જરા બે વરસે મોટી હશે, મોટી તો શાની ? પણ ઉકૈડીને વધતાં વાર લાગે છે ? બેવડિયા કોઠાની ને ખાધેલ પીધેલ એટલે લાગે. એમ તો મારા રાવજીને ય આ અખાતરીએ તેરમું ઊતરી ચૌદમું બેસશે. આ સૂરજની મણી એના કરતાં ચાર મહિને મોટી. સાતમે મહિને તો એનો ખોળો ભર્યો. પછી એને શાનો નાનો કહેવાય ?"

ચંચળ બોલી: "નાનામોટી તો કે'વાનું. મારા કરતાં પસાના બાપ ચાર વરસે નાના. હું પરણીને આવી ત્યારે જે હોય તે કહેતું 'હાય હાય બાપ ! મોટું બૈરું છે ને ! બચારા છોકરાને દાબી મારશે.' મૂળે એકવડિયો કોઠો ને તેમાંય નીચા એટલે આજ સુધી છોકરા જેવા લાગતા હતા. પણ સ્વભાવ જોયો હોય તો તીખું મરચું. સહેજ વાંક આવ્યો તો હાથમાં જે આવ્યું તે જોવા જ ન રહે. આજ દઈ જાણે દસ–બાર છોકરાંની મા થઈ–ને ભગવાનને પરતાપે વહુએ ય ઘેર આવી. પણ એમના કહ્યા વગર આજે ય એક ડગલું ન ભરાય. એ તો પોતાનામાં માલ જોઈએ, નહિ તો નાનામોટીનું તો કંઈ જોવાનું નથી."

રેવાએ સાસુ તરીકેનો અનુભવ કહેવા માંડયો: "આ અમારો મગન–જો નાના મોટી ઉંમરે ચાલતું હોય તો, એને પરણાવ્યો ત્યારે વહુ

આઠ વરસની ય પૂરી નહોતી—ને એ તો ખાસ્સો સત્તર વરસનો–મૂછનો દોરો ફૂટવા આવ્યો એવડો હતો. પણ આજ કયાં નથી દેખતાં? મારાથી હવે પહેલાં જેવાં વૈતરાં નથી થતાં ત્યારે જુદાં રહ્યાં. છોકરાનાં મળ મૂતર તો મેં ધોયાં ને આજ મારી શોક–વહુ કહે–તમારે શું? ને એય રડયો જાણે રાંડે કશું ખવડાવ્યું હોય તેમ એના વગર બીજું દેખતો જ નથી. વહુ કે' જુદું રહેવું છે તો ભાઇનાથી કંઇ બોલાય નહિ. આપણે તો આજ છીએ ને કાલ નથી. પણ આયડી માથે છાણાં થાપશે ત્યારે મા સાંભરશે."

સમરતે કહ્યું: "ખરું છે, કાકી!"

રાવજીની મા બોલી: "મેંય એમ સમજીને જ એમને કહ્યુંને કે છો મોટી રહી. સહુ આવી મળશે. બે પાંચ દા'ડા લોકો વાતો કરી કયાંય ભૂલી જશે. ને એક બે છોકરાંની મા થઇ એટલે નાની શું ને મોટી શું? વિઠ્ઠલ વાઘજીનું ઘર એટલે આપણા પોળમાં પહેલા નંબરનું. ખરું પૂછો તો એમના ઘરની કન્યા અમને મળે ય શાની? ખોટું શું કરવા બોલું? હું પરણી ત્યારે મારા બાપની સ્થિતિ તો તમે જાણો છો. એટલે ખરચ જોગું લીધેલું. ને આ તો કંકુ ને કન્યા. જણુશો પાંચસોની કરાવવાની. પણ એ તો આપણા ઘરમાં જ આવવાની છે ને? તોય રાવજીના બાપનો વિચાર છોડી મોટી એટલે જરા પાછો. પણ મેં એમને ઓરડામાં લઇ જઈ......"

ને રાવજીની મા એટલા ધીમા અવાજે બોલી કે કદાચ બેઠેલાં દરેકે પૂરું સાંભળ્યું હશે કે કેમ, એ ય શંકા હતી: "તમે સાવ ભોળા રહ્યા. તમને વે'વારની કંઇ ગતાગમ છે કે નહિ? આખી જીંદગી તો ભેગું નથી ચાલવાનું ને? કાલ ઊઠીને બે ય ભાઇને વહેંચવું પડયું ત્યારે બધો ખરચ માથે નહિ પડે? આ મજીઆરામાંથી પાંચસોની જણુશો આગળ થાય છે એટલું ય સમજતા નથી?"

એ ખાનગી વાત પૂરી થઈ એટલે રાવજીની મા પહેલાંના કુદરતી

સૂરે બોલી: "ને એ તો આપણામાં માલ જોઈએ, નહિ તો ઘરનો માણસ આપણું કહ્યું શું ના કહેતો હતો? તરત બહાર આવી વિવાહ કરવા આવ્યા હતા એમને હા પાડી."

રેવા: "અત્યારે તો સમો ભણે એનું કામ છે."

ને છેવટ સભાએ સર્વાનુમતે રાવજીની માએ છોકરાનો કરેલો વિવાહ, વહુ મોટી હોવા છતાં એક સૂચના આપી વધાવી લીધો.

"આજની વહુઓ છે! છોકરાને નાનપણથી દબાવી ન દે, એ જોજો."

રાવજીની માએ એ સૂચનાનો સ્વીકાર કરતાં કહ્યું: "દાબી શું દે? હું ચોકી કરનાર બાર વરસની બેઠી છું ને."

(૨)

ત્રણ વરસ થવા આવ્યાં. પણ રાવજીની માએ જસોદાને એક દિવસે ય કૂવે તળાવ એકલી જવા દીધી નથી. શરૂઆતમાં તો મા પોતે કોઈ અમૂલ્ય ચીજ આણી હોય તેમ વહુનાં રૂપરંગનાં વખાણ કરતી ને જોડે જોડે ચોકી પણ રાખતી. વહુ આવતાં જેમ સાસુ ઘરના કામ-કાજમાંથી નિવૃત્તિ લે છે તેમ મા પણ ધીમે ધીમે રસોઈ ખાતું એકલું સંભાળી બાકીનો નિવૃત્તિનો સમય બૈરાંમંડળમાં અષ્ટમ્‌પષ્ટમ્ ગપાટા મારી પસાર કરતી. ને વહુની ચોકી કરવાનું કામ સાસુની ગેરહાજરીમાં જેમ નણંદને સોંપવામાં આવે છે તેમ કમળાને સોંપવામાં આવ્યું હતું.

ને માએ સૂચના પણ આપી હતી:—

"કમળી! કૂવે તળાવ ભાભી વાત કરે તે યાદ રાખવી!"

પરંતુ કમળાનો રમતિયાળ સ્વભાવ હજુ પૂરો થયો ન હતો. એટલે તળાવ ગઈ હોય તો ભાભી ના કહેતી રહે ને ના'વા પડે. કૂવે ના કહેતી રહે ને ઘડો ખેંચવા માંડે અને બીજાનો ઘડો સોળવે ત્યારે એને જંપ વળે. વળી બપોરે ભાભી નવરી હોય ત્યારે એને કૂકાં ઘસીને ગોળ કરી આપે કે કચુકા શેકી આપે. જો કે ઢીંગલીનાં લુગડાં તો

ભાભી આવી ત્યારથી એને માથે કર હોય તેમ લેવાનું કમળા છોડતી નહિ. આમ ભાભી નણંદનાં લાડ પૂરતી એટલે કમળાને ભાભી બહુ વહાલી હતી. એ ભાભીની ચાડી ખાતી નહિ.

હા, એક વખત તળાવથી આવી એણે ભાભી તરફની સહાનુભૂતિથી માને કહ્યું: "બા! ભાભી છે ને...તે તળાવે બહુ રડયાં...એટલાં બધાં ડૂસકાં ભરે કે કેમે ય કરીને છાનાં ન રહે......"

વાત સાંભળી માની આંખો ચકળવકળ થવા લાગી. કમળા તો ભાભીનું દુઃખ જણાવી ઓછું કરતી હોય તેમ કહે જતી હતી: "તે...બા! પેલાં જકલકાકી છે ને? મનુના ફળિયામાં રહે છે...ભાભીના ગામનાં...એમણે પરાણે છાનાં રાખ્યાં......"

હજુ કમળા આગળ કંઇ કહેત; પણ એટલામાં કપડાં સૂકવી ભાભી આવી એટલે જાણે પોતે ખોટું નથી કહેતી એની સાક્ષી પુરાવતી હોય તેમ એણે પૂછયું: "નહિ, ભાભી?"

દૂરથી છેલ્લું વાકય સાંભળનારી ભાભી બોલ્યા વગર ઘરમાં ગઇ. પણ પછી તો માએ પુરાણ ચલાવ્યું: "શું અલિ તળાવે કહેતી હતી તારી હણીજીને? એ મારી શોક જકલ જ અહીંતહીં સાંઠી જાંખમાં કર્યા કરે છે. તે દા'ડે તારી માને જઇ કહે છે કે એ બેને હજુ વાતેય નથી કરવા દેતાં. તું ય ઓછી નથી. હું ન જાણું ત્યારે ને? નહિ તો એ શું જાણે કે તમને વાત નથી કરવા દેતી? ને તારી માયે શું મોઢું લઇ સાંભળતી હશે? એટલો બધો ઓળિયો હતો તો પરણાવવી'તી ને કોઈ બાલીટર જોડે, તે ખભે હાથ મૂકી શહેરમાં ફરત. તારી માના મનમાં જાણે અત્યારથી છોડીનું ઘરમાં ચલણ થઈ જાય તો સારું. પણ તારી મા પચાવે એટલાં હું ચારી આવું એવી છું. મેં તને કેટલી વાર કહ્યું છે કે ખબરદાર! જો છોકરા સાથે વાત કરી છે તો..."

મા આટલું કહી બારણા તરફ તાકી. જસોદા અંદરના ઓરડામાં બારણા પાછળ ઊભી ઊભી આંખે રડતી ને કાને સાંભળતી હતી. કમળા

તો મા ખિજાતી ત્યારે ભાભીના ખોળામાં ભરાઇ જતી પણ એને રડતી જોઇ એ વચલે ઉમરે લપાઇ ગઇ.

કમળાને દેખીને યાદ આવ્યું હોય તેમ મા બોલી: "આ છોડી ય ઓછી નથી. હું જો જરાક બહાર ગઇ કે લાગલિક દોડે, ભાઈને બોલાવવા. એક બે વાર તો એ બિચારો જાણે હું બોલવતી હોઇશ જાણી દોડતો આવે. પણ એને દેખે એટલે નાશી જાય. પણ પછી તો એ ય સમજી ગયો કે ખાવાના વખત વગર આવે જ નહિ."

પુત્રી તરફથી દૃષ્ટિ ખસેડી ઓરડા તરફ વહુને ઉદ્દેશી માએ બોલવા માંડયું: "તને ય શું કહું? એ બિચારો જેમ જેમ તારાથી નાસતો ફરે છે તેમ તેમ તું એની પાછળ મંડી રહી છે. જો ભૂલેચૂકે મેં ઘરમાંથી બહાર પગ મૂકયો ને એ મેડે હોય તો ઘરનાં સૌ કામ પડતાં મૂકી ઉપર ગયા વગર તને જંપ જ વળતો નથી. એ તો હું મૂઈ બીજીઓ જેવી નથી કે હવે છોકરાં ઘરમાં હોય ત્યારે બહાર જાઉં. નહિ તો છોકરો મારો ફટકી ફટકીને અડધો થઇ જાય ને?"

જાણે થાક ચઢયો હોય તેમ થાક ખાઈ તે આગળ બોલી: "પણ આજની રાંડોથી તો ભગવાન તોબા! એમને કેટલી સંભાળીએ? આ વલ્લભની વહુ આજ ચાર દા'ડાથી ખાટલે પડી છે. કંકુ કહે છે, ભાગ્ય હોય તો બચે. પણ હું તો આ લપસ્વામાંથી નવરી થાઉં ત્યારે ખબર જોવા જવાય ને? વે'વારમાં રહેવું એટલે બધું ય ચાવવું પડે. દાળ ચઢી એટલે ચોખા ઓરીને હું કહેતી ગઇ કે વહુ, જોજે...ગયાં એટલે ઓછું ઊભાં ઊભાં પાછું અવાય છે? સહેજ બેડી એટલામાં તો અહીં ઘીનું આખું થેલિયું વહુએ ભાયડાની થાળીમાં રેડી દીધું. જાણે ઘી ખાઇને એકદમ મોટો નહિ થઇ જવાનો હોય!"

મા જાણે સભામાં ભાષણ કરતી હોય તેમ હાવભાવ સહ બોલતી હતી: "પારકીને તો શું કહું? પણ આ પેટની જણી ય ઓછી નથી. હજી ખીચડી પૂરી સીઝી ય નહોતી ત્યાં તો દોડી બોલાવવા, 'ભઇ! ચાલ

આવા' ને હવે એ કંઇ નાનો છે કે મને ન દેખી પહેલાંની પેઠે નાસી જાય? વહુ તો મોટે ઉપાડે મંડયાં હશે પીરસવા અને તેથી હરખમાં ને હરખમાં ઘીનું થોલિયું આખું ઠાલવી દીધું."

આમ બન્યું હતું:

થાળી પીરસીને વહુ હજુ ઘી ગરમ કરવા મૂકેલું થોલિયુ મસોતા વતી પકડી પીરસવા જતી હતી ત્યાં તો કમળા બહારથી દોડતી આવી, ને બોલી: "ભાભી! બા આવી."

જસોદા ગભરાઇ ગિઈ. ને ધાક સમું થોલિયું એના હાથમાંથી છૂટી થાળીમાં પડયું. તમે કહેશો: 'એટલી બધી બીક હતી તો એને પીરસવા કોણે ઊંચી બાંધી હતી?' પણ પતિને પીરસવાના કોડ કઇ પત્નીએ નથી સેવ્યા?

માએ આગળ કહેવા માંડયું: "એ તો સારું છે કે મેં માત્ર વેલણ જ તારા પર ચલાવ્યું, નહિ તો પેલી કંકુ જેવી સાસુ હોયને તો તબેથાનો ડામ દીધા વગર નહિ રહે. ને એમાં તો તારી હણીજી જકલ પાસે જઇ રડવા બેઠી? એવા નાહકના ભવાડા મારા ઘરમાં નહિ ચાલે. તારા મનમાં તો, તું છોકરાને દબાવે ને હું નહિ બોલું તો સારું. પણ એમ છોકરો તારા જેવીઓ માટે નથી ઉછેર્યો. ને હું જીવતી બેઠી છું ત્યાં સુધી તું છોકરાને શું પીરસતી હતી? મારા ઘરમાં બીજાની પેઠે દાંત-ઠીઠીઆ નહિ ચાલે. માટે ખબરદાર! આજથી તને કહી દઉં છું કે છોકરાનું નામ દીધું છે તો મારા જેવી ભૂંડી કોઇ નથી."

માના આ લોહીઉકાળા ભાષણ વખતે કોડભરી વહુના હૃદયમાંથી આંસુ દ્વારા કયા ભાવ વહેતા હશે?

( ૩ )

રાવજી સાંજે ખેતરથી ઘેર આવ્યો. એટલે માએ કહ્યું: "રાવજી, આ તારી બાયડી કહે છે કે હું બનવા દેતી નથી."

હિન્દુ સમાજની સાસુઓના પ્રતિનિધિ તરીકે તેણે નગ્ન સત્ય ઉચ્ચાર્યું હતું. પુત્રને પરણાવવા મા જેટલી ઘેલી થાય છે તેટલી જ કે બલ્કે તેથી વધારે એ બંને વચ્ચે સુમેળ દેખી ગાંડી બને છે. ઘણો વખત એ શોક કરતાં ભૂંડી ગરજ સારે છે. એને પુત્રવધૂ જોઇએ છે પણ પુત્ર વધૂનો પતિ થાય એ એનાથી નથી સંખાતું, ને એમાંથી માવડિયા પુત્રો ઉત્પન્ન થાય છે.

માએ કહેવા માંડયું: "પાછી કહે છે કે હું તારા કાન ભંભેરી મરાઉં છું. તે હવે તું બે છોકરાંનો બાપ થયો. એટલે મારે તો તને જ કહેવાનું રહ્યું ને? હું ય રાંડ મરું! જો વહુને બે વાનાં કહું તો કોઇ કહેશે– 'આ રાંડ નરબદા જ એવી છે કે નહિ કહેવાનું કહે છે. ઘણો ય એનો ધણી કહેવું હોય તે કહે. એ કંઇ નાનો છે? મારી નાખે તો ય એની બાયડી છે!' હું ય જાણું છું કે તું નાનો નથી. પણ તું આખો દા'ડો ખેતરમાં વૈતરું કરતો હોય ત્યાં તને તે શી ખબર પડે કે વહુ ઘેર શું ગ્યં કરે છે?" મા સહેજ અટકી ને હાથપગ ધોતા પુત્રના મુખ તરફ જોઇ બોલી: "એ રાંડ તો ગમે તેમ બોલે. પણ મારે તો બધું ય જોવાનું. તું બચીંઝર્યો ખેતરથી આવ્યો હોય ત્યાં ઘરનો કઢાપો કઢી તારું લોહી કયાં બાળું? ને એમ સમજીને મેં કેટલા ય કઢાપા મનમાં ને મનમાં દાબી મૂકયા હશે."

મા પુત્રને રોટલા ને દૂધ પીરસી વાત કહેવા લાગી: "મને એ સો ગાળો ભાંડી ગઈ હોત તો ય હું નહિ બોલત. પણ આ તો એ કૂવે કહે છે: 'એમનામાં રામ હોત તો શું જોઇએ? એ નાના હતા ત્યારે એમ મન વાર્યું, કાલ આ દા'ડા જતા રહેશે. પણ કરમમાં દુ:ખ લખાવીને આવી હોઇશ તે કોણ મિથ્યા કરે? એ છોકરાના બાપ થયા તો ય મા કહે એટલું જ કરે! નહિ તો છતે ધાને લોહી બાળવાનું હોય? જુદા રહેવાનું કહ્યું ત્યારે કે છે કે, ના, મારાથી બાથી જુદું નહિ રહેવાય. મેં તો એટલે સુધી કહ્યું કે બાનું બધું કામ હું કરી આપીશ. ખાવાનું ય

કહેશો તો રાંધીને આપી આવીશ. પછી તો તમને કોઈ નહિ કહે ને કે બાને દુઃખ દે છે? પણ એ તો કહે છે કે, ના, મારાથી જુદું નહિ રહેવાય. તારે રહેવું હોય તો રહે. મારે એકલીને વળી જુદું રહેવાનું હોત તો વળી પરણુતે જ શું કામ? મને તો એટલો કઢાપો થાય છે કે આનાથી તો ધણી નહિ હોય તો સારું?' ને એ રાંડ આવું આવું બોલે ને હું સાંભળી રહું? મારો છોકરો મરી જાય તેમાં એ વાંદરીને શું? આવું બોલે એ નાતરે નહિ જાય તો ય ઘરની આબરૂ બગાડયા વગર રહે? ને હજુ હું બાર વરસની બેઠી છું ને તને આમ કહે છે તો હું નહિ હોઉં તો કશું ખવડાવીને મારી નાખ્યા વગર રહે?"

મા સહેજ રહી બોલીઃ "કાલ સાંજે મેં તને કહ્યું-બરાબર મેથી-પાક આપતો હોઉં તો બોલવાની ખો ભૂલી જાય–તે આજ કહેતી હશે કે મેં માર ખવડાવ્યો. એ જ બનવા દેતી નથી. એ તો હું હજુ સારી છું. નહિ તો પેલી કંકુ જેવી હોયને, તો ઝાલી રાખી છોકરા જોડે મારવા લાગે તે જુદી!?"

ને આખરે ફેંસલો આપતી હોય તેમ એ બોલીઃ "તે ભઇ! રોટલા ખઇશ તો તું ખઇશ. ને હું વચવેગળે ભૂંડી થાઉં છું. મારે ય કેટલું જીવવું છે? હું ન બનવા દેતી હોઉં તો તું તારે જુદો રહે એટલે થયું."

પણ મા જીવતાં વહુની એ આશા ન ફળી તે ન જ ફળી.

(૪)

કેટલાંક વર્ષ પછી.

આજે મા નથી. વહુ તરીકેની જસોદા ત્રણ વર્ષથી સાસુની ગાદી ઉપર આવી છે. એના દુઃખે દુઃખી તમે જાણવાને આતુર હશો કે જસોદા હવે તો સુખી છે ને?

હું કહીશ તો તમે નહિ માનો, ને કે'શો કે 'તમે તે શી વાત કરો છો! જસોદાને તે વહુ ભેગાં ન ફાવે?' પણ જસોદાના મોઢામોઢ સાંભળશો ત્યારે તો સાચું માનશો ને?

આખો જુગ ફરી ગયો છે. જશોદાનો મોટો પુત્ર અરવિંદ ઈન્ટરમાં અભ્યાસ કરે છે. નાનો મહેન્દ્ર આ સાલ પહેલી અંગ્રેજીમાં પાસ થઈ બીજીમાં ગયો છે. ને બેચાર અંગ્રેજી વાકયો જાણી ખુશ થતો મહેન્દ્ર અંગ્રેજી ભણેલી ભાભી આવી એટલે તો આખું ઘર ગજવી મૂકતો.

"ભાભી ! વોટ ઈઝ યોર નેમ ?"

"ભાભી ! ગીવ મી વોટર."

સરલા કહેતી: "મહેન્દ્રભાઈ ! આમ બૂમો શું પાડો છો ?"

પણ ભાભીનું બોલવું એને એટલું પ્રિય લાગતું કે એનું ચાલે તો તે આખો દિવસ એની સાથે વાતો જ કર્યા કરે.

પણ જસોદા એના બરાડાથી અકળાતી ને કે'તી: "આ રડયો, શાનો 'ગોટ પીટ ગોટ પીટ' કરીને બૂમો પાડતો હશે? નવઈ ભાઈ! તારા વના કોઈને કંઈ ભાભી હશે?"

મહેન્દ્ર ભાભીની વાત સાંભળી ગેલમાં આવી જતો: "બા ! ભાભી પેલું ગીત ગાય છે ને ? 'લેંગે સ્વરાજ્ય લેંગે !' જાણે રેકર્ડ જ જોઈ લો ! સાંજે ભાભીએ એ ગીત ગાયું ત્યારે મોટા ભાઈએ ગાલ ઉપર ટપલી મારી કહ્યું: 'બહુત અચ્છા !' પણ બા...ભાભી છે ને ? તે કે' છે: 'જો એમ કરશો તો નહિ ગાઉં વળી.' ને એ હસ્યા એટલે મેં એમના ગાલમાં ખાડા પડયા ત્યાં આંગળીઓ દાબી દીધી."

જસોદા જૂની આંખે નવા તમાશા જોતી હોય તેમ બોલી: "બઈ! તારી ભાભી નહિ કરે એટલું ઓછું ! મને કે'-વહુ નહિ કે'શો. નામ દઈને બોલાવો......"

ત્યાં તો મહેન્દ્ર બોલી ઊઠયો: "મોટાભાઈ પણ 'સરલા' કહીને જ બોલાવે છે ને."

જસોદા: "તમે આજના છોકરા નહિ કરો એટલું ઓછું. પણ અમારી મોટાંની લાજમરિયાદા રાખતા હો તો સારું..."

મહેન્દ્ર તો માની વાત સમજ્યા વિના ભાભીનાં વખાણ એવી રીતે કરતો હતો કે એનો અભિનય જોઇ મા ય ઘડીભર એને જોઇ રહેતી. "બા! કાલ મોટાભાઇ કાગળ લખતા હતા ને? તે રવિવારમાં દીર્ઘ ઇ કરી હતી તેની ભૂલ ભાભીએ કાઢી...!"

મા તો એ ભાષા જોડણીમાં ઓછું સમજતી હતી? એ તો એટલું જ સમજી કે વહુએ ધણીની ભૂલ કાઢી: "આજની વહુઓ નહિ કરે એટલું ઓછું!"

મહેન્દ્ર બોલ્યો: "પણ મોટાભાઇએ કહ્યું તે તો તેં સાંભળ્યું જ નહિ. કે' છે: 'સાહેબજી! ભૂલ થઈ.'"

મા બોલી: "વહુને આટલી માથે ચઢાવે એટલે ચઢી વાગ્યા વગર રહે? મેં કહ્યું કે વહુ, આ વાળનાં ગૂંચળાં કાન સુધી નહિ લાવતી હોઉં તો ન ચાલે? આ કબજાની બાંહ્ય જરા લાંબી રખાવી હોય તો? ત્યારે એ મને કહે: બા! આ શી ખોટી ટેવ! જેને જેમ ફાવે તેમ પહેરે...!"

માની વાત જાણે સમજતો જ ન હોય તેમ મહેન્દ્ર બોલ્યે જતો હતો: "તે...બા! અમારી સ્કૂલમાં ભાભી જેવડી છોકરીઓ આવે છે, તેં જોઇ હોય તો વાળની એવી સરસ વેણી ગૂંથે છે! મેં કહ્યું: ભાભી! તમે કેમ વેણી ગૂંથતાં નથી? ફૂલ હું લાવી આપીશ......"

મા અકળાઇને બોલી: "એટલું બાકી હોય તો તારી વહુ આવે ત્યારે પૂરું કરજે. લાજ કાઢવાનું તો જાણે શીખી જ નથી. અજાણ્યાં તો વરતે ય શું કે આ તે વહુ છે કે દીકરી! સહેજ નવરી પડી કે આ નાઠી મેડા ઉપર. કોણ જાણે આખો દા'ડો તે શાની વાતો કર્યા કરે છે! મેં કહ્યું કે વહુ! ઉપર બેસી રે'છ ત્યારે અમે અહીં બેઠાં હોઇએ છીએ ત્યાં બેસતી હોય તો? ત્યારે કહે છે: મને તમારી પેઠે ખોટાં ગપાટાં મારવાનું નથી ગમતું. એની વાતો તો જાણે મોટી પંડિત..."

ત્યાં તો પંડિતાઇ શબ્દ આવતાં જ મહેન્દ્ર બોલી ઊઠ્યો: "બા ! ભાભી છે ને–એવું સરસ વાંચે છે કે જાણે સાંભળ્યા જ કરીએ. હમણાં તો બપોરે એ જવાહરની કથા વાંચે છે, ને મોટાભાઇ સાંભળે છે. વાંચતાં વાંચતાં કાલ તો બંને જણ એવી બોલાબોલ કરવા માંડયા કે મેં જાણ્યું લડે છે કે શું ?..."

વાતનો અંત લાવતી હોય તેમ મા બોલી: "હવે તો આબરૂભેર ભગવાન બોલાવી લે તો સારું. નહિ તો આજની વહુઓ ને છોકરા નાના મોટાનું માપ જ રાખવાનાં નહિ"

(૫)

પાંચ વર્ષ પછી—

અરવિંદ અત્યારે અમદાવાદમાં ખાદી ભંડાર ચલાવે છે, ને મજૂર સંઘના માનદ મંત્રી તરીકે કામ કરે છે. સરલા 'સ્ત્રી–ઉન્નતિ ગૃહ'માં સ્ત્રીના પ્રૌઢશિક્ષણ વર્ગમાં સેવાભાવી શિક્ષણ આપવા ઉપરાંત શુશ્રુષા ખંડમાં પણ સારવાર કરે છે. મહેન્દ્ર વિદ્યાપીઠમાં અભ્યાસ કરે છે.

જસોદા હમણાં એટલા મોટા મંદવાડમાંથી બચી કે સરલાની સારવાર ન હોત તો આ વખત બચત નહિ. પણ એનાથી હરતુંફરતું થવાયું ને જરા શક્તિ આવી એટલે તે પોતાને ગામ આવતી રહી. સરલા ને અરવિંદે તેને ઘણું ય કહ્યું કે અહીં જ રહો. પણ જસોદા પાસે એક જ જવાબ હતો:

"ના, હું આખી જિંદગી ગામડામાં રહેલી એટલે મને અહીં અકળામણ થાય છે."

એ ઘેર આવી ત્યારે દરેક કહેતું: "જસોદાકાકી ! તમે ય ખરાં છો ને ! છોકરા સાથે શે'રમાં રે'વાનું મૂકી અહીં હાથે રોટલો બાળી ખાવા શું કામ આવ્યાં ?

જસોદા દરેકને આ જવાબ આપતી: "ખોટું શું કામ બોલું ? વહુના

જેવી ચાકરી તો પેટનો દીકરો ય ન કરે. પણ આજનાં છોકરાં ભેળાં નહિ રહીએ એમાં જ એક બીજાનું માપ રે. અહીં શું દુઃખ છે?"

સાસુ વહુના, જમાનાથી જુદા પડતા આ બે છેડા, કદી સંધાશે ખરા?



# ૯ : પરાધીન સ્ત્રી

હું તો બધો ય વખત અનિમિષ નયને શર્મિષ્ઠાના ગોરા, ગરીબ ને નિર્દોષ મુખ તરફ તાકી જ રહ્યો હતો. એનું હૈયું અંદરથી લોઢાના રસની માફક ઊકળી રહ્યું હતું કે નહિ, તે તો ખાત્રીથી કહી શકતો નથી; પણ આ નિર્લજ્જ પ્રસંગના ભવાડાથી આખો ડબ્બો લગભગ, એ દોષિત હોય તેમ, તેના ભણી તાકી રહ્યો હતો; ત્યારે એનું મુખ લજ્જાનું માર્યું કમળ બીડાય તેમ સંકોચાઈને નીચું ઢળી ગયું હતું. કાચબાની માફક જો મોં અંદર ખેંચી લેવાતું હોત તો કમારનુંય એને સંતાડી એ તીર જેવી તાકતી આંખોથી બચી ગઈ હોત. પણ એ બધી કલ્પના શક્ય ન હોવાથી એ એના નાના બાળકને ગોદમાં લઈ પોતાની દૃષ્ટિ એના તરફ કેન્દ્રિત કરી રહી હતી; જાણે કહેતી ન હોય કે: "બેટા તું તારા બાપ જેવો ન થતો !"

મીયાગામના સ્ટેશને ગાડીનાં પૈડાં, બ્રેક વાગતાં, કિચુડકુડનો કાયમનો નિશ્વાસ નાખતાં ઊભાં રહ્યાં. ઘડી પહેલાંના નિર્જીવ સ્થળમાં સંજીવની ફુંકાઈ હોય તેમ ચેતન પ્રસરી ગયું. તેજલ ઘોડો એક જગાએ જેમ પગ સ્થિર કરીને ઊભો રહેતો નથી તેમ ઘણાં સ્ટેશનોએ પૂરી સ્થિર થયાં પહેલાં ઊપડી જતી ગાડીથી ટેવાયલા ઉતારુઓ 'દૂધનો દાઝયો છાશ પણ ફૂંકી ફૂંકીને પીએ' તેમ મોટાં સ્ટેશનોએ શાંતિથી બેસી શકાય તેટલો અવકાશ હોવા છતાં દોડાદોડ, ગભરાટ અને અધિરાઈનું વાતાવરણ ફેલાવ્યા વગર રહેતાં નથી.

અમે — હું ને મારો મિત્ર કાન્તિ–જગા શોધી હજુ માંડ બેઠા હોઇશું ત્યાં તો સામેની પાટલી ઉપરથી બીભત્સતાનું વાદળ તૂટી પડયું. કાનના કીડા, ખરેખર જો અંદર રહ્યા રહ્યા સાંભળીને સમજી શકતા હોત તો, હું ખાત્રીથી કહું છું કે, ખરી પડયા વિના નજ રહે !

અર્ધ લશ્કરી અને અર્ધ સ્કાઉટના પોશાકમાં સજ્જ થયેલા એ ભાઇ પોતાનાં ચાર–પતિપત્ની ને બે બાળકો–સભ્યો માટે અગિયારની જગા પચાવીને પડયા હતા; ને તેય એમના બાપદાદાએ એટલી જગા કંપની પાસે વેચાણ લીધી હોય તેમ બારણાંને ચાવી દઇને કાયમનો કબજો કર્યો હતો !

સનમની શોધની માફક જગાની શોધમાં ડબ્બેડબ્બે ભટકતા એક ઉતારુએ બારણું ખોલવા હાથો પકડયો ત્યાં તો પોતાની માલિકી ભોગવટામાં કોઈ લુચ્ચો લફંગો ઘૂસતો હોય તેમ એ–કંચન બરાડી ઊઠયો: "દેખતે નહિ......" ને એ આગળ કંઇ બોલે તે પહેલાં તકરારથી હંમેશ ડરતો ગુજરાતી ભાગ્યે જ આવા પ્રસંગો સહી લેવા તૈયાર હોય છે તેમ એ બિચારો આગળ ચાલ્યો ગયો.

પણ માર્યા કરતાં ઉગામવું એ કાયદાની દૃષ્ટિએ મોટો ગુનો છે, તેમ એ ભાઇ ચાલ્યા તો ગયા પણ બેઠક લેવાની પૂર્વભૂમિકા તરીકે જે વર્તન દાખવ્યું તે કંચનના પિનલકોડમાં મહાગંભીર–માફ ન કરી શકાય તેવો ગુનો હતો. વળી શિક્ષાનો મુખ્ય હેતુ સરકારના દફતરે ગુનેગાર વ્યકિતને સુધારવાની સાથે સાથે બીજાઓ ઉપર દાખલો બેસાડવાનો છે. એટલે ગુનાહિત વ્યકિતની ગેરહાજરીમાંય કંચને જે ગાળોનો વરસાદ વરસાવ્યો, તે એક રીતે તો અકારણ ન હતો: જેને જેને એ લાભ મળ્યો તે તો ભવિષ્યમાં આવું અવિચારી કૃત્ય કરતાં અચકાશેજ !

ખુબીની વાત એ છે કે, આખા ડબ્બામાં અકારણ ને નિરથક બીભત્સ ને ગલીચ કાદવ ઢીંચણ સમો ભરાઈ ગયો, છતાં એક પણ વ્યકિતએ એનો પ્રતિકાર ન કર્યો. હું અત્યારે આ બધું દોઢડા'પણ કરું

છું, પણ નૈતિક કર્તવ્યને સારી રીતે સમજતો હુંય વ્યવહારિક ડહાપણ વાપરી છાનોમાનો મૌનજ સેવી રહ્યો હતો. જો કે મારું મન તો તે વખતે શર્મિષ્ઠાના હૃદયમાં શા શા ભાવો ઊઠતાં હશે તે કલ્પવામાંજ પડ્યું હતું.

બિચારા એક વૃદ્ધ પારસી ગૃહસ્થ સામે છેડે અશકિતને લીધે સૂતા હતા; જોડે એમની યુવાન પુત્રી બેઠી બેઠી ન, સાંભળતી હોય તેવો મુખ ઉપર ભાવ લાવી, વર્તમાનપત્ર વાંચવામાં ચિત્ત પરોવતી હતી. સેવાનો ફાંકો રાખતા આજના ગાંધીવાદી યુવકો, સાહેબશાહી પોશાકમાં સજ્જ થઇ ગોરાઓ જેટલી તુમાખી રાખતા કાળા સાહેબો, ને પરધર્મી સામે ટક્કર ઝીલી હિન્દુત્વની રક્ષા કરવાની બાંગો ફૂકતા ક્ષાત્ર યુવકો એમ દરેકના એક બે યુવકપ્રતિનિધિ મોજૂદ હોવા છતાં કોઇ પારકી પંચાતમાં પડવા તૈયાર ન હતું.

હા, ખાલી લાગણી અને વાણીશૌર્યનો છાનો છાનો ઝરો વહેતો હતો. એક ભાઇ ધીમેથી બીતા બીતા સાથી સાંભળી શકે તેમ બોલ્યા: "સાળો શું બોલે છે! જાણું ડબ્બામાં એ એકલો હોય તેમ! કોઇની બેન–દીકરી..."

સામો એટલાજ ધીમા અવાજે બોલ્યો: "એની રોંડ બેઠી છે...... તોય છે કંઇ!"

ત્રીજો કંઇ અનાયાસે સાંભળી ગયો એટલે ક્ષાત્રતેજ તપી ઊઠ્યું: "એ તો આપણી સાથે કોઇ બાઇ માણસ નથી, નહિ તો મારજ ખાય!"

પહેલો: "પેલા પારસી બિચારા દીકરી સાથે છે પણ શું કરે?"

ક્ષાત્રતેજી યુવક: "એમ લોકો માટે કયાં લડતા ફરીએ?"

પણ એ વાણીશૌર્યના અનુભવીઓ તો સારી પેઠે જાણતા હતા કે એ શૌર્ય હંમેશાં કર્તવ્યની ભઠ્ઠી સુધી જાય તે પહેલાં ઓગળી જાય છે.

આખા ડબ્બામાં પોતાનું એકચક્રે શાસન પ્રવર્તતું હોવાથી તેના

અભિમાનમાં કંચન શર્મિષ્ઠા તરફ તાકીને પોતાની એ સત્તાનું પ્રદર્શન કરતો હોય તેમ સ્વસ્તિ વચનો ઉચ્ચાર્યેજ જતો હતો. શર્મિષ્ઠાનું કારુણ્યથી ભરપૂર મુખ જોઇ ભાગ્યે કોઇ જાલિમ પણ એક અયોગ્ય શબ્દ કાઢી શકે, પણ નશામાં ચકચૂરની માફક ઉશ્કેરાયેલા કંચનનું મગજ એ બધા ભાવો ઉશ્કેરવા નવરું ન હતું.

શર્મિષ્ઠાના લજ્જાથી નમી પડેલા વદનમાં ય સામેથી તાકતી દરેક આંખ તીર ન ભોંકતી હોય તેમ વેદના ઉપજાવતી: 'બાઇ! તારો તે આ અવતાર છે!' ને એ કાતિલ દૃષ્ટિથી બચવા છેવટ એણે પુસ્તક કાઢી આડી દીવાલ ચણી.

ગાડી બીજા સ્ટેશને અટકી ત્યારે કોઇ અભાગિયું એ ડબ્બા પાસે ફરક્યું ય નહિ. જો કે નાના સ્ટેશને તો જે ડબ્બો ઊઘડ્યો તેમાં જ જે હોય તે સાંકડામાંકડા સમાઇ જાય છે; એટલે એ સૌભાગ્ય જેના તેના એકના જ લલાટે ચોંટે છે.

ગાડી ઊપડી ત્યારે અમે છૂટકારાનો દમ લીધો. અવિરત વહેતી વાણીના ક્ષીણ થતા જતા પ્રવાહમાં ભરતી આવે તેવો પ્રસંગ ન બન્યો. નશો ઊતરતાં માણસમાં એક જાતની શિથિલતા આવી જાય છે તેની કંચનમાં શરુઆત થઇ ગઇ હતી. એ ટેકા માટે શર્મિષ્ઠાની સહાય માગતો હોય તેમ એના ખભા ઉપર હાથ ટેકવી ચોપડીમાં મોં ઘાલી રહ્યો; જાણે પતિપત્ની એમના ઘરમાં ન બેઠાં હોય! મારા હૃદયમાં હજાર હજાર પ્રશ્નો ઊઠ્યા: "આટલી નિર્દોષ, ગરીબ સ્ત્રી આટલા અત્યાચારો શી રીતે સહન કરતી હશે? આટલા બધા માણસો વચ્ચે પતિનું આ વર્તન એને કેટલું લજ્જાસ્પદ લાગતું હશે? આ પતિ સાથે બે બાળકો ઊછેરતી પત્નીના હૃદયમાં કયું બળ હશે? એ ખરેખર દુ:ખી હશે? કે આવા પ્રસંગોથી ટેવાયેલી એ લોકમર્યાદાને લીધે જ શરમ અનુભવતી હશે? શરીરની એની સ્ફુર્તિ, તેજ અને આરોગ્યમાં કેમ દુ:ખની છાયા નહિ દેખાતી હોય?"

પણ એકે ય પ્રશ્નનો ઉત્તર સંતોષકારક જડે તે પહેલાં નાટકમાં

દશ્યો બદલાય તેમ પ્રસંગ ફરે જ જતા હતા. શર્મિષ્ઠાએ પોતાના ખભેથી હાથ ખસેડાવવા ચોપડી બંધ કરી બારી બહાર ડોકું કાઢ્યું. એંજિનના ધુમાડા ભેગી આવતી કાંકરી આંખમાં પડવા દઈ એણે પાલવ વડે આંખ લૂછયા જ કરી. એ આંખમાં પડેલી કાંકરી કાઢતી હતી કે હૃદયમાં પડેલી, એ કળવું મુશ્કેલ ન હતું.

પત્ની તરફથી એ બાળક તરફ વળ્યો. ઘડી પહેલાંનો એ ખલપુરુષ બાળક આગળ એટલી કુમાશથી બોલ્યો કે એટલું બધું પરિવર્તન કલ્પવુંય મુશ્કેલ હતું.

બાળક પાવો મોંમાં ઘાલી વગાડવાનો વ્યર્થ પ્રયત્ન કરતું હતું, તેને પકડી એણે કહ્યું: 'બાબા ! લાવ હું વગાડું.'

ડોકું ધુણાવી બાબાએ ના પાડી. મેં તો માન્યું કે 'લાય ને છાનું માનું' કહેતોક ને એ ખૂંચવી લેશે. બાળક રડતું રડતું માના ખોળામાં ભરાશે ને ભલો હશે તો એ વગાડવાનું એક કોરે મૂકી ગાલિપ્રદાન શરૂ કરી દે તો નવાઇ નહિ.

પણ પેલા સખ્ત મોં ઉપર કયારે કુમાશના ભાવ ફરી વળ્યા તેની મને ય ખબર ન પડી. એણે હલકે હાથે પાવો પકડીને કહ્યું: ''બાબા ! મારો ભાઇ નહિ !''

બાળકનું હૃદય પીગળ્યું હોય તેમ એણે માની મંજૂરી માગી: 'શર્મિ ! બા !'ને એણે પાલવ ખેંચ્યો. પણ શર્મિષ્ઠાએ બારીમાંથી મોં ફેરવી એની તરફ જોયું જ નહિ.

આ પેલો પુરુષ ! હું તો ઘડીભર સ્તબ્ધ બની ગયો: 'બાબા ! એ તો મારા ઉપર ખિજાઇ છે. પણ બાબા ! તું મારા ઉપર ન ખિજાતો, હોં બાબા !' ને બાળકના પોચા હાથમાંથી પાવો લઇ એણે વગાડવા માંડયો.

બીજે સ્ટેશને ડબ્બામાં સામે ખૂણેથી એક આંધળો ડોસો અને તેને

દોરતો બાર વરસનો છોકરો દાખલ થયા, અને એમની ઘટમાળ પ્રમાણે ડોસે એક જગાએ ઊભા રહી ભજન ઉપાડયું. છોકરે મંજીરા લઇ તાલ આપવા માંડયો. ઘડીભર 'દયા ધરમકી મૂલ'નું વાતાવરણ પ્રસરી રહ્યું. જો કે કંચન તો એના પાવાની ધૂનમાં જ હતો. એણે એ તરફ એક પલક સુદ્ધાંય મારી નહિ.

ભજન પૂરું થયું. છોકરે ડોસાને એક પછી એક પાટલીએ ફેરવવા માંડયો. "ભિખારીને મદદ કરવી એ આળસને ઉત્તેજન આપવું." એ નવા જમાનાની ફિલસુફી દરેકે ગ્રહણ કરી હોય તેથી કે સ્વમાં જ રચ્યો પચ્યો રહેતો આજનો યુગ બીજાને માટે ઘસાઇ છૂટવાની વૃત્તિ ગુમાવી બેઠો હોવાથી, પેલા પારસી ગૃહસ્થે આપેલા પૈસા સિવાય આંધળાના હાથમા બીજો પૈસો પડયો જ નહિ!

ફેરો ખાલી જતો જોઇ આંધળો ઉપરાઉપરી બોલ્યે જતો હતો: "શેઠ, સાહેબ! નસીબદાર છો! આંધળો ખાઇને આશિષ દેશે!"

ભિખારીઓને ન આપવું, એટલું જ નહિ, પણ એમને વાદવિવાદ કરી બનાવવા એ આજની છેલ્લી ફેશન છે.

એક સાહેબશાહી યુવકે એનો શબ્દ પકડી લઇ ઉપહાસ કરતાં કહ્યું: "ડોસા તારો વેપાર ખરો રોકડિયો!"

સ્વાનુભાવથી ટેવાયલો ડોસો જાણતો હતો કે આવા પ્રશ્નો સાહેબો તરફથી જ પુછાય છે એટલે એણે કહ્યું: "સાહેબ! આંધળો છું, અપંગ છું. મારે વળી વેપાર કોનો? ખાઇને દુવા દઇશ!"

સામા પક્ષનો સાક્ષી પોતાને જોઇતી જ જુબાની આપે ત્યારે વકીલ પોતાના વિજયનું સ્મિત મોં ઉપર લાવે છે તેમ સાહેબે હસીને કહ્યું: "હું ત્યારે એજ કહું છું ને! ખાધા પછી જ આશીર્વાદ આપે છે એટલું સારું છે ને! ઘણા તો કંઇ ખાધા–પીધા પહેલાં જ આશિષ આપી દઇને ખોટમાં જતા રહે છે."

આ ઊંડો કટાક્ષ બિચારો આંધળો ન સમજી શક્યો. છોકરે ધીમેથી પગ ઉપાડયો એટલે ડોસે પાછળ પગ ઊંચકતાં કહ્યું: "ભાઇસા'બ! તમારા મોટા લોકની બોલીમાં શી સમજ પડે?"

પણ જ્યારે કંચન એની ધૂનમાં પાવો વગાડવામાં મશગૂલ હતો અને પેલો છોકરો આંધળાને લઈ એની સન્મુખ ઊભો રહ્યો ત્યારે બોમ પડવાની તૈયારી હોય તેમ દરેકની દૃષ્ટિ અદ્ધર શ્વાસે એ તરફ તાકી રહી.

ડોસો તો એની હરવખતની ટેવ પ્રમાણે બોલ્યો: "શેઠ સાહેબ! નસીબદાર છો! આંધળો ખાઇને આશિષ દેશે."

યોગી સમાધિમાંથી જાગીને જુએ તેમ આ પડેલી જ વાર આંધળાના શબ્દો કાને પડયા હોય તેમ પાવો મોંમાંથી કાઢી કંચને ઊંચું જોયું. પડયો! પડયો! હમણાં જ ગાળોનો બોમ્બ પડયો! એમ દરેકના મનમાં રમી રહ્યું.

કંચન ઊઠયો. મને થયું કે કંઈ ચોડી દેશે કે શું?

પણ બધાંના આશ્ચર્ય વચ્ચે ન કલ્પેલું જ એના મુખમાંથી નીકળ્યું: "ડોસા! ઊભો રે'જે, હાં!" ને એણે પાટિયા ઉપરની બૅગ ખોલી મુસાફરી માટેનું બાળકોનું ખાવું–પૂરી, ઘારી, વડાં વગેરે–વાંસની છાબડી સાથે આંધળાના હાથમાં મૂકી દીધું.

આંધળો તિલસ્માતી અન્નનો ભંડાર મળી ગયો હોય તેમ પુલકિત થઇ આશીર્વાદ આપતાં બોલ્યો: "ભગવાન તમારું ભલું કરે.'

વડોદરાના સ્ટેશને કંચન જમણા હાથની આંગળીએ બાબાને વળગાડી પુલ ઊતરી રહેવા આવ્યો હતો. પાછળ શર્મિષ્ઠા બાળકને કેડમાં ઘાલી પતિ પાછળ ધીમેથી ઊતરતી હતી, ત્યારે એના તરફ આંગળી કરી કાન્તિએ કહ્યું: "સ્ત્રીજાતિ આટલી પરાધીન છે? આપણે અર્ધો કલાક માંડમાંડ એની સાથે ડબ્બામાં બેસી શક્યા; ને તેય ગૂંગળાતા હોઇએ તેવા મલિન વાતાવરણમાં. તો આ બિચારી નિર્દોષ, કુસુમ જેવી કોમળ સ્ત્રી એ

નિષ્ઠુર, ખલ પુરુષ સાથે શી રીતે જીવન વહેતી હશે?"

મેં કહ્યું: "શું કરે બિચારી? હમણાં બાળકો ન હોય તો બીજે જવાનો વિચારે ય કરે. પણ આ બાળકો..."

મને બોલતો રોકી કાન્તિએ કહ્યું: "પરાધીન સ્ત્રીને જવાનો એકેય બાજુનો આરો સમાજમાં ક્યાં છે? નહિ તો માતા થવા જેટલું જીવન જ એ શું કરવા લંબાવત?"

હું ય એની દલીલમાં ઘસડાયો: "જરૂર! સમાજમાં એવી છૂટ હોય તો આ સ્ત્રી ઘડીય એ પુરુષ સાથે ઊભી ન રહે."

મોટરમાં બેઠો તો ય મારા મગજમાં એ પ્રશ્નો જ ગુંચાયા કરતા હતા. ખરેખર શર્મિષ્ઠા એનાથી ત્રાસી ગઈ હશે? ના, ના: ઘડીના સહવાસે કોઇના વિષે વધુ પડતું માની બેસવું એ યોગ્ય ન કહેવાય. એમ તો બાળક સાથેની એની વર્તણુંક કેટલી મીઠાશભરી હતી? ને આંધળા પ્રત્યેની દયા?

પણ પાછો વિચાર પલટાયો. ના, ના. એ ગંડુના મગજનું શું ઠેકાણું? કોઈ વખત ખિજાઈ બેસતો હશે ત્યારે બિચારીનાં હાડકાં જ રંગી નાખતો હશે. શર્મિષ્ઠા એના વર્તાવથી શરમની મારી મરી જતી હતી, છતાં એક શબ્દ ન બોલી શકી, એ ત્રાસ વગર?

જરૂર, જરૂર, પરાધીન સ્ત્રી તેમાં, નહિ તો......

(૨)

એજ શર્મિષ્ઠાના મકાનમાં અમે રહેવા જઈશું એવું તો મેં સ્વપ્નેય કલ્પેલું નહિ. પણ જીવનમાં કલ્પેલું જ ઓછું બને જાય છે!

એ બનાવને લગભગ ત્રણચાર વર્ષ થયાં હતાં. મારે મકાન બદલવાનું હતું. મારા મિત્ર સુરેશે કહ્યું: "મકાન સરસ છે પણ થોડું ભાડું વધારે આપવું પડે." સગવડ હોય તો બે પાંચ રૂપિયા વધુ આપવા પડે એની મને ચિંતા ન હતી.

એણે ઘરની તારીફ કરતાં કહ્યું: "ઘરમાં તો જોવાનું જ નહિ. મારા મામા પહેલાં એમાં રહેતા ત્યારે બેએક વર્ષ હું ય રહેલો છું."

પણ જે ઘરમાં મકાન માલિકે ય રહેતો હોય તે મકાન સાવ સોનાનું હોય છતાં કદી સુખી પડતું નથી એવા કડવા સ્વાનુભવથી મેં પૂછયું: "મકાનમાલિક એમાં જ રહે છે કે બીજે?"

"એમાં જ. નીચેના ભાગમાં."

"ના, ના, એમાં તો ન જ ફાવે."

"ભલા માણુસ, તું બધાંને નગીનદાસ માને છે?"

"નગીનદાસ નહિ પણ નગીનદાસના ભાઇ તો ખરા જ."

"તારી ભૂલ છે. બેય જણ સરસ, દિલાવર માણુસ છે."

સુરેશનો હજુ તમને અનુભવ નથી. હું ના કહેતો રહ્યો ને એણે મને ખેંચ્યો જ. મેં ય જાણ્યું કે ચાલ ને ભાઇ, જોવામાં શા પૈસા બેસે છે?

ઘરમાં પ્રવેશતાં જ એણે બૂમ પાડી: "શર્મિષ્ઠા બેન! શું ચાલે છે?"

અને ત્યાં તો એજ શર્મિષ્ઠાનું ગોરું, હસું હસું મુખ 'આવો ભાણાભાઇ'ના મીઠા શબ્દો સાથે ખીલી રહ્યું.

અમે સોફા ઉપર બેઠા હતા, છતાં મારા મનમાં તો કીડીઓ ચટકા ભરે તેમ સળવળાટ થતો હતો: "ઓ તારું કાળું થાય, સુરેશ! કંચનને તું દિલાવર માણુસ કહે છે! અર્ધો કલાક એની સાથે રહેતાં બે ભવ થઇ ગયા હતા તો અહીં કાયમ, બૈરી છોકરાં સાથે સ્વપ્ને ય રહેવાય?"

કંચન ઘેર હતો નહિ. શર્મિષ્ઠાએ ચા મૂકવાની તૈયારી કરી એટલે મેં ના જ કહ્યું: "ના, ના, અમે ઘેરથી ચા પીને જ નીકળ્યા છીએ. કંઈ જરૂર નથી."

પણ સુરેશ સો વાર પીએ તોય એનું પેટ ક્યારે ભરાય છે? એણે

તો અકી જ નાખ્યો: "એવું તે થાય? શર્મિષ્ઠાબેનને ઘેરથી આ પીધા વિના જવાય? ને પાછો તું તો એમના ઘરમાં જ રહેવા આવવાનો."

આ બરાડિયાથી તો ભગવાન તોબા! એને હજુ મેં ક્યારે કહ્યું કે મને આ મકાન પસંદ છે? હસી હસીને વાત કરે છે પણ પેલો કંચન આવ્યોને, તો નાસતાં ભોંય ભારે પડવાની છે! ને અક્કર્મી તું તો ચાલતો થઈશ પણ શર્મિષ્ઠાની શી વલે થશે એનો વિચાર કર્યો?

એ બધી ખીજ મનમાં ને મનમાં કાઢતાં મેં સંકલ્પ કર્યો કે મકાન વગર ફૂટપાથ ઉપર પડયા રહેવું પડે તો ભલે, પણ એ કામમાં સુરેશને સંડોવવો નહિ.

પણ અક્કર્મી મને કંઈ પૂછતો હોય ત્યારે ને? એની મેળે ભાડાની વાત કરી. ક્યારે આવીશું, કેટલાં માણસ છે વગેરે મોટી નાની વાતો કરી. એણે અંત આણ્યો: "અમે મકાન રાખ્યું જ! હવે કોઈને હા ન પાડતા."

મેં છેવટ બારી કાઢતાં કહ્યું: "કંચનલાલ સાથે, આપણે ફરીથી આવીએ તો, નક્કી કરી જઈશું."

પણ સુરેશ–એ પણ બાકી રાખે તો એનું નામ સુરેશ કોણ કહે! "એ તો શર્મિષ્ઠાબેને કહ્યું એટલે થઈ ચૂક્યું. કંચનલાલે કોઈને હા પાડી હોય તો ય રહે!"

ક્યારનો અકળાઈ રહેલો હું બહાર નીકળતાં જ બરાડી ઊઠયો: "સુરેશ! તને આટલું બધું ડહાપણ કરવાનું કોણે કહ્યું હતું? ઘર રાખ્યું રાખ્યું કરે છે તે તારે રાખવું છે કે મારે?"

મને ખોટું લાગ્યું માની એ ધીમેથી બોલ્યો: "કેમ, તને પસંદ નથી?"

"મકાન પસંદ પડયું એટલે બીજું કંઈ નથી જોવાનું હોતું?"

"તે તને શો વાંધો છે?"

મેં ગાડીનો પ્રસંગ કહ્યો છતાં સુરેશે હસી કાઢતાં કહ્યું: "મોટો

પરીક્ષાવાળો ના જોયો હોય તો! હું સાથે રહેલો છું એ ખોટું?"

મારી દલીલબાજીને અંતે સુરેશ હઠ ઉપર આવી ગયો: "બસ! હવે તો તારે ઓછામાં ઓછું એક મહિનો તો રહેવા જવું જ પડશે. પછી જો તું સાચો ઠરે તો, તું કહે તે શરત બકવા હું તૈયાર છું."

આમે ય મારે મકાન ખાલી કરવાની મુદત પૂરી થઈ રહેવા આવી હતી. શર્મિષ્ઠાનું જીવન જાણવાનું મનમાં કુતૂહલે ય ખરું એટલે વગર શરતેજ, છેવટ નહિ ફાવે તો 'ભાડાની વેલ ને ઉલાળી મેલ' માની મેં મકાન ભાડે રાખ્યું.

હું — અમે શર્મિષ્ઠાના ઘરમાં રહેવા ગયાં.

*

કંચનના પિતા અંબાલાલ ફોજદાર હતા. આખો પ્રદેશ બહારવટિયાઓની ફૂંકે ફાટી જતો હતો ત્યારે એ બધાંને ધરતીના પડમાંથી શોધી શોધીને જેર કરનાર અંબાલાલ ફોજદાર. કંચન એમનો એકનો એક પુત્ર. ત્રણ વર્ષની નાની વયે જ એણે માતાનું સુખ ગુમાવ્યું હતું. અંબાલાલનો તે વખતે નોકરીમાં ચઢતો સિતારો હતો એટલે એમાં રચ્યાપચ્યા રહેતા હોવાથી એમને નવા લગ્નની આવશ્યકતા ન લાગી. આથી ત્રણ વર્ષનો કંચન એમના હાથે જ ઊછરીને મોટો થયો. એ પાંચ વર્ષનો થયો ત્યારથી તો ફેરણીમાં જાય તો ય એને ઘોડા ઉપર સાથેજ લઇ જતા.

ચોરામાં ગુનેગારની ચીસો, બાપની રીડહાક અને ગુનેગારની ગરદન ઉપર બચકું ભરવા ટેવાયલા ઘોડાનો હણહણાટ સાંભળી નાનો કંચન રડી ઊઠતો. પણ બાપ એની પીઠ થાબડી હિંમત આપતા: 'મારો દીકરો થઇને રડતો હોઇશ! મોટો થઈને તો તારે મારાથી સવાયાં કામ કરવાનાં છે!'

ધીમે ધીમે કંચન ટેવાતો ગયો. બાપના અને પોલીસખાતાના

અવગુણુ તેનામાં પ્રવેશતા ગયા. કોઇ છોકરાને તે મારી કે ગાળ દઈને આવતો ત્યારે એને શાબાશી મળતી.

ઘરના નોકર–સિપાઈ કે કામ કરનારીને એ જ સ્વાદ મળતો. બિચારાં તાબેદાર! સાહેબના છોકાને શું કરે? ઘરની દાસી કોઈ વખત બોધ આપવા જતીઃ "કંચનભાઇ! એવું ન બોલાય." તો ફટ દઈને સામો જવાબ મળતોઃ "બેસ! બેસ રાંડ! બાપુજી બોલે છે ત્યારે કેમ કશું નથી બોલતી?"

દશ વર્ષનો કંચન થયો ત્યાં સુધી તો આ જ કેળવણી મળી. અંબાલાલે એની કેળવણી તરફ ખાસ લક્ષ્ય નહિ આપેલું. પોતે વગર ભણતરે સરફોજદાર થયા હતા એટલે એમને તો એકજ શ્રદ્ધા હતી કે જાતહોશિયારી હોય તો કેળવણીની કંઇ જરૂર નથી.

પણ પોતાના જ ઉપરી, રીટાયર્ડ થયેલા હર્ષદરાયના પુત્રને ભણતરની ડીગ્રી ન હતી તેટલા કારણેજ ઉપલી જગા ન મળી ત્યારે અંબાલાલના ધૂની મગજને ખાત્રી થઇ કે પોતાને ભણતર વગર ચાલ્યું પણ એ જમાનો કંચન વખતે નથી રહેવાનો. દશમે વર્ષે એમણે બે માસ્તરો સાથે રાખી એની કેળવણી શરૂ કરી. પણ કંચનને ભણાવવો એ સીધા માસ્તરનું ગજું નહિ. છ મહિનાની અંદર પાંચ માસ્તરો ટ્યૂશન મૂકી વિદાય થયા. છેવટ બાલાશંકર, ફોજદારથી ચઢે તેવા, આવ્યા ત્યારે ગાડું રાગે પડયું.

આ અરસામાં કંચનનો વિવાહ શર્મિષ્ઠા સાથે થયો. આજ કંચન મોટો થતાં જુદા જ ગુણવાળો નીકળ્યો. જે પોલીસખાતું પિતાને પસંદ હતું તે એણે સગવડ છતાં ન સ્વીકાર્યું. નાનપણમાં એણે ગરીબોને માર ખાતા જોયા હતા, એથી એનું હૃદય હંમેશ દ્રવતું થઇ ગયું. લાંચના પૈસા જે એના હાથમાં ભેટના રૂપમાં આવેલા તે એને ખટકયા કરતા. જે મકાનમાં પોતે રહે છે એ ય એજ પૈસાનું છે એ પણ એનાથી વિસરાતું નહિ.

જે સંસ્કાર ત્યજવા મુશ્કેલ છે તે એનાથી આપોઆપ છૂટી ગયા. અને જે ત્યજવો સૌથી સહેલો છે તે–વાણીની બીભત્સતા–એના જીવનમાંથી મૂળ મૂકીને ન ગઇ.

અત્યારે તો એ એવી દલીલ નથી કરતો, પણ શરૂ શરૂમાં જ્યારે કોઇ એની એ કુટેવ તરફ લક્ષ ખેંચતું ત્યારે એ એનો બચાવ કરતો: "આખો સમાજ વાણીની બીભત્સતા તરફ આટલી નફરત બતાવે અને બીજી બાજુ ન કરવાનાં, ધર્મથી વિરુદ્ધ, નીતિને એક બાજુએ મૂકી ઉઘાડે છોગે થતાં આચરણથી કોઇને સૂગે ય આવતી નથી, ત્યારે મને થાય છે કે તમે સાચી બીભત્સતાને ઓળખતા જ નથી."

બીજાઓને તો ઠીક પણ એ બીભત્સતાએ શર્મિષ્ઠાને તો બહુ સંતાપી હતી. શરૂઆતમાં શર્મિષ્ઠા પરણીને સાસરે આવી ત્યારે પતિની વાતચીતમાં અપશબ્દ સાંભળતી ત્યારે વૈષ્ણવના ઘરની એ દીકરીને ખાવું જ ન ભાવતું. કોઇ કોઈ વખત તો એવો કારી ઘા થતો કે કલાક સુધી ડૂસકું ન માતું.

કંચન પત્નીને ચહાતો ને પોતાનાથી બને તેટલી રાજી રાખવા પ્રયત્ન કરતો. એ ઘણો ય અપશબ્દ ન બોલાય તેની કાળજી રાખતો પણ લપટી પડી ગયેલી જીભ ખસી જ જતી; જો કે ધીમેધીમે એમાંય સુધારો થઈ ગયો હતો, પણ જૂનો રોગ કોઇ વખત ઊભળી આવે તેમ ખાસ અડચણના પ્રસંગે એની વાણી માઝા મૂકી દેતી.

ગાડીમાં જે પ્રસંગ બન્યો તેની પાછળ પણ ઊંડું કારણ હતું. મુંબઈમાં કોમી હુલ્લડ ફાટી નીકળ્યું હતું. મુંબઇ ભયનું માર્યું ખાલી થતું હતું. સેન્ટ્રલ સ્ટેશને ગાડીના ડબ્બામાં ઉતારૂઓ સરસામાનનાં પોટલાં પેઠે ખડકાયા હતા. આખી રાત શર્મિષ્ઠાએ નીચે બેઠાં બેઠાં અને કંચને ઊભાં ઊભાં ગાળી હતી. જે ગાડીમાં જગા મળે તેમાં નાઠે પાર, ત્યાં કરમે લોકલજ મળી હતી. સુરત આવતાં બેસવા જેટલી મોકળાશ થઇ. ભરૂચમાં એ જગાએથી બધા ઉતારૂઓ ગયા. હાશ ! કરતાં એણે લંબાવ્યું !

એટલે મીયાગામ આગળ મેં જે બનાવ જોયો તે મારા જીવનમાં પ્રથમ અને શર્મિષ્ઠાના જીવનમાં ગાડીનો નાનો મોટો ત્રીજો પ્રસંગ હતો. એ દિવસે ઘેર જઈ શર્મિષ્ઠાએ અપવાસ કર્યો, ત્યારે એના સ્વભાવ પ્રમાણે કંચને હેટ ઊતારી જે રીતે માફી માગી તે, અત્યારે બધું જાણ્યા છતાં, મને એમ થાય છે કે, એવો ક્રોધી માણસ પત્ની આગળ શી રીતે માફી માગી શક્યો હશે?

"શર્મિ! આટલો વખત માફ કર. આખી રાતનો થાકેલો હું ક્રોધમાં બોલી ગયો, હવેથી ભૂલ નહિ થવા દઉં."

આંખમાં આંસુની અવિરત ધારા એક બાજુએ ચાલી જતી હતી અને શર્મિષ્ઠા સાથે સાથે બોલ્યે જતી હતી: "આ કંઈ પહેલો પ્રસંગ નથી. આ સાથે ત્રણ વખત તમે મને એ રીતે જીવતે જીવ નરકમાં મોકલી છે. તમારે તો જોવું હોય ત્યારે ને? આખો ડબ્બો મારા સામું કેટલા તિરસ્કારથી જોઈ રહ્યો હતો?"

શર્મિષ્ઠાનો વાંક કાઢતાં કંચને કહ્યું: "તો તે વખતે તેં મને વાર્યો કેમ નહિ?"

"અત્યારે એ તો તમને ડહાપણ સૂઝે છે. બાકી ક્રોધનો નશો ચઢે છે ત્યારે કદાચ દારૂડિયો પાછું વાળીને જોતો હશે પણ તમારાથી દેખી શકાતું નથી."

કંચન જ્યારે આ છેલ્લી દલીલ કરતો ત્યારે શર્મિષ્ઠા કંઈ નરમ પડતી: "જો શર્મિ! જે બાપની અનીતિની મિલકત ભોગવતાં આપણને શરમ નથી આવતી એનો આટલો કુસંસ્કાર કોઈકોઈ વખત ઉભરાઈ આવે તો એમાં હું શું કરું?"

શર્મિષ્ઠા એ દલીલ મનમાં સ્વીકારતી છતાં ઉપરથી તો ડારતી જ: "એટલે તમે એનો બચાવ કરો છો?"

નરમ થઈ માફી માગતો હોય તેમ કંચન કહેતો: "બચાવ નહિ, પણ એ ન માફ થઈ શકે એવો ગુનો તો નથી."

"તે હું તમારી એવી શું છું કે માફી આપી શકું ?"

"એટલે શું હું તારી ખોટી ખોટી માફી માગું છું ?"

"માથું કાપ્યા પછી પાઘડી બાંધો છો ?"

"પણ એ બધું આવેશમાં થઇ ગયું. હવે ફરી નહિ બને."

"જોજો, હો ! દરેક વખત આવુંજ કહો છો !"

શર્મિષ્ઠા-કંચનનો હવે તો હું એક સંબંધી જેવો થઇ ગયો છું. પરસ્પર એકબીજાએ કેટલું સહન કર્યું છે ને મારી આગળ પ્રત્યક્ષ છે. વગર અનુભવે જે શર્મિષ્ઠાને માટે એક દિવસ અમે અભિપ્રાય બાંધ્યો હતો—એ પરાધીન ન હોય તો એક ઘડીએય કંચન સાથે ન રહે—તે તદ્દન ખોટો ઠર્યો.

શર્મિષ્ઠા સાથે એ બનાવ અને અભિપ્રાય બાબત વાત થતાં એણે જે જવાબ આપ્યો તે વાતવાતમાં પરાધીનતાની બૂમો પાડતા માનસવાળાને વિચાર કરતા કરી મૂકે તેવો હોવાથી હું ટાંકયા વિના રહી શકતો નથી.

"સહુભાઇ ! તમે પુરુષો એકબીજા માટે સહેવું પડે તેનેય પરાધીનતા કહો છો એ આશ્ચર્યની વાત છે ! તમે અમારું જીવન તો બરાબર જાણ્યું છે ને ? એ એમના કુસંસ્કાર ત્યજવા પ્રયત્ન કરે છે—બલ્કે ત્યજી દીધા છે. કોઈ કોઇ વખત જૂનું ભૂત જાગી ઊઠે એટલુંજ. માને તો એય એમને મન પરાધીનતા નથી ? દંપતીએ એક બીજા માટે સહેવું એને જો નવો યુગ પરાધીનતા કહેશે તો લગ્નજીવનમાંથી મીઠાશ ઊડી જશે, ને એ સહેવાની ભાવના સિવાય, ગમે તેટલી વખત નવા નવા લગ્નસંબંધ જોડશે પણ કોઇ સંતોષ નહિ અનુભવે."

"જરૂર, એવાંય લગ્નજીવન હશે કે એને તોડયે જ છૂટકો. પણ આજે ગમે તે રોગ માટે ઇન્જેકશન આપવાનો જેમ રોગ ફેલાયો છે, તેમ ગમે તે કારણસર લગ્નજીવનને સુખી કરવા છૂટાછેડાનો પવન વહેતો

મુકાયો છે તે ય સાચો તો નથી.”

“હું તો સદુભાઇ, તમારા જેટલું જ્ઞાન ધરાવતી નથી; પણ આટલું જરૂર માનજો કે લગ્ન–પ્રેમ એટલેજ પરાધીનતા–પરવશતા; ને એમાંથી જે છૂટવા માગતું હશે તે ‘હસવું ને લોટ ફાકવો’–એમ પરણવું ને પરાધીનતા ન ભોગવવી એ બંને સાથે નહિ જ બની શકે!”

હું તો એ પરાધીન સ્ત્રી સામે તાકી જ રહ્યો!



# ૧૦ : વીસ ને એક

ઉકેડે કહ્યું: "આ તો સગેસગું રયું એટલે વીસ ને બે. નઈ તો પૂરા પાંચ વના એ વાત કેવી?"

ભઇજી બોલ્યો: "ઉપલા બે કાઢી નાખો."

ઉકેડનો નાનો ભાઈ કહે: "ના, ના, એ બનેજ નઇ, આ તો તમને વેવાઇ જાણી સ્તો!"

ઉકેડ: "ને મોસમમાં તો એના વીસને બદલે તીસથી ઓછા ના આવે."

છેવટ ભાંજગડ કરતાં ત્રીજો બોલ્યો: "જાવ, બેયનું રીયું; વીસ ને એક આપજો."

જીભાઈએ શરત કહી: "અડધા પૈસા અત્યારે ને બાકીના મોસમમાં આપવાના."

ભઇજીએ ટાપસી પૂરી: "એ તો છે સ્તો."

ઉકેડે પોતા તરફની શરત રજુ કરી: "ઝગધી (છોડી) દસ બાર વરસની થાય એટલે અમને પાછી સોંપવાની."

"પણ તમારે તે દિ દસ રૂપિયા આપવા પડે." ભઇજીએ કહ્યું.

"એવું હોય તો રે'વા દિયો." ઉકેડનો નાનો ભાઇ બોલી ઊઠયો.

ભઇજીએ સમજણ પાડી: "હવે સૌ આપે છે ઇમ એને ઉછેર્યા ભાગ

તો આપવો પડે. ગ્યા શિયાળામાં પેલે તખે નાત વચ્ચે આપ્યા, તે ભૂલી ગયા ?"

ભાંજગડીઓ ફરીથી એકવાર બોલ્યોઃ "ખરું છે. એમ ઇન્યાય તો હાવ ના ચાલે. જાવ દસને બદલે સાત આપશે."

ઉકેડ કબૂલ કરતાં બોલ્યોઃ "સારું. હવે કયારે લેવા આવશો ?"

જીભઈએ વિચાર કરી કહ્યું: "આજથી આઠમે દા'ડે–આતવારની બપોરે–નક્કી."

કંઈક રહી ગયું હોય તેમ ઉકેડનો નાનો ભાઇ બોલ્યોઃ "ને છેડો ચૂકવવો પડે તો તમારે માથે."

જીભઈઃ "નાતરાની બૈરીનો છેડો કેવો ? ઇમ તો મારાં બે બૈરાં નાતરે ગયાં તોય એકેયનો છેડો લીધો નથી. પૈણુત હોય તો વાત ખરી."

ભઇજી વાતને લાંબી ન કરતાં બોલ્યોઃ "જાવ, અમારે માથે પછી એ છે, ને નાત છે."

ઉકેડની બેન ઓતા, એના ધણીએ બીજું બૈરું કર્યું, એટલે એની ત્રણ વરસની છોડી મંગીને લઇ ભાઇને ઘેર આવતી રહી હતી. એ એના સાથે જીભાઇએ નાતરું કરવું એ વાત નક્કી થઇ. નાડાં બાંધવાનો દા'ડો આવતા રવિવારનો નક્કી કરી-એ સાંજે બંને મિત્રો–જીભાઇ અને ભઇજી ઘેર આવતા રહ્યા.

*

જીભઇ અને ભઇજી તલાવીઆ હતા. સરકારી વરતણીઆ હતા. જીભઇને પૈણુત સાથે ત્રણ બૈરાં થયાં પણ એકેએ એનું ઘર પૂરું પાધરું ઉતાર્યું નહિ. પૈણુતને સાપ કરડયો; ને બીજી બે તો છ–બાર મહિના રહી નાતરે ગઈ. જો કે બૈરાં તો એમાં જીભઇનો જ વાંક કાઢતાં હતાં. "મૂઓ ! એજ એવો છે કે બૈરીને ઘોલ–ઝાપોટે ય ન કરે–એમ તે બાયડી રે'તી હશે ?" જીભઇ સ્વભાવે મૂળથી નરમ ખરો, તેમાંય એકવાર સિપા-

ઇએ ઢેડની બૈરીને વેઠ માટે મારી. જો કે બનવાનું હશે તે બન્યું–સિપાઇ ત્રીજે દા'ડે એવો તાવે પડયો કે, ફરીથી ઊઠયો જ નહિ. તમે માનો કે ન માનો પણ લોકો કહે છે કે જીભઇ તે દિ'થી બૈરી ઉપર હાથ ઉપાડતો નહિ. ત્રીજી બૈરી નાતરે ચાલી ગઇ ત્યારે તેની ઉંમરે પાંત્રીસ–સાડત્રીસની ખરી, એટલે એણે બૈરામાં પૈસા બગાડવાનું જ માંડી વાળ્યું. મોટાભાઇને ઘર ભરાય એટલાં છોકરાં હતાં. એમને રમાડતો ને ભેગો રે'તો. નોકરીના મહિને દા'ડે ચાર રૂપિયા આવતા ને પાંચ વીંઘાં સરકારી જમીન ખેડવા મળતી. ભાઇને એ દુઝણી ગાય જેવો હતો.

ભઇજી એને ઘણા વખત કે'તોઃ "અલ્યા એમ ભઇના ભેગા કેટલા દા'ડા જશે? ઘૈડપણમાં પાણી પાનાર તો જોશે."

પણ દરેક વખત એ એકજ જવાબ આપતોઃ "દુઃખ તો કરમમાં લખ્યું હશે તો બૈરું કે છોકરાં કોઇ મટાડનારું નથી."

આમ ને આમ એણે પાંચ વરસ કાઢી નાખ્યાં. પણ એક નજીવા પ્રસંગે એને બૈરું કરવા ઉશ્કેરી મૂકયો.

એની પાડોશણ અંબાને એક છોકરું અગિયાર મહિનાનું ખોળામાં ધાવતું હતું અને બીજા બાળકની તૈયારી થઈ. એટલે હસતાં હસતાં જીભઇએ કહ્યુંઃ "તમે તો ઢોર કરતાંય છેક ગ્યાં."

પણ અંબા એના માથાની હતી. એણે સચોટ ઘા કર્યો. "મેર મૂઆ! તું તો બાયલો છે–નંઇ તો જવાનજોધ જેવો થઈ બૈરી વના ચાલે? આ ધરમશેઠને સાઠ વરસે ય બાયડી વગર ન ચાલ્યું, તે છ હજાર ખરચીને વહુ આણી. પેલા મરઘા પટલને ઘેર છોકરાનાં છોકરાં છે તોય એમણે બૈરું કર્યું. ને તારે તો કયાં છોકરાં છે કે ઘડપણમાં પાણી પાશે? તારી પેઠે બધા બાયલા છે કંઇ?"

ને એ એવું લુચ્ચું હસી કે જીભઇને હાડોહાડ લાગી ગયું. એણે ત્યાં ને ત્યાં સોગન ખાધા કે, "આ અષાઢ ઊતરતાં બૈરું ના કરું તો, એ બાપનો કે'જે."

કહેતાં તો કહ્યું પણ ચોરામાં જઈ એણે પટેલને પૂછ્યું, ત્યારે એને ખબર પડી કે દસ દિવસ જ અષાઢ મહિનાના બાકી હતા. એના દરેક કામના સાક્ષીત ભાઈજીને એણે કહ્યું: "મારે ઐરું કરવું છે."

ખડખડ હસતાં ભાઈજીએ કહ્યું: "આટલે દા'ડે કહિંથી સાંભર્યું ?"

"કેમ, હવે હું ઘરડો થઈ ગ્યો ?"

"ઘરડો તો નહિ..."

"ત્યારે ?"

"ભાઈ જોડે તકરાર બકરાર થઈ કે શું ?"

"ના. એ વાત તને હું કહીશ. પણ દસ દિવસમાં ઐરું જોઈએ."

ને ત્રીજે દિવસે જ એ બન્ને જણ ઉકેડની બેન સાથે નક્કી કરી આવ્યા. હવે બીજી મુશ્કેલી પૈસાની ઉભી થઈ. સાડાદસને બદલે દસ રૂપિયા રોકડા આપવા જોઈએ. ને રાતું ગવન, મગજી મૂકેલું કાપડું અને ઘેરવાળા ઘાઘરના, નહિ નહિ તોય પાંચ રૂપિયા લીધા વિના વાણીઓ ન રહે. પણ જીભાઈને વિશ્વાસ હતો કે સાઠ વરસેય ઐરીની કિંમત સમજતા ધરમશેઠ, પગાર ઉપર દોઢા પૈસા લઈ, ના નહિ પાડે.

સાંજે ઘેર આવી એ શેઠ પાસે ગયો. અને કહ્યું: "શેઠ! પંદરેક રૂપિયા આપશો ?"

"શું કરવા છે ?" શેઠે પૂછ્યું.

અચકાતાં અચકાતાં એણે કહ્યું: "ઐરું કરવું છે."

કોઈ પાગલનું વાક્ય સાંભળી નવાઈ પામે તેમ શેઠ અચંબો પામ્યા. શિખામણ આપતાં એમણે કહ્યું: "ગાંડા ! હવે એ શું સૂઝ્યું ? એમાં કશી મજા નથી, જવા દે એ બધી લપછપ."

પોતાની જેમ બીજી કોઈનો ભવ બળતો જોઈ રસોડામાંથી શેઠાણી બોલ્યાં: "અમથો કોઈનો ભવ ના બગાડતો."

શેઠે સંમતિ આપી: "ખરું છે. એ તો અમારા જેવાંને પોસાય કે પાછળ ન હોઇએ તોય કંઇ ખાવાની પંચાત નહિ."

શેઠાણીનું મન કહું કહું થઇ રહ્યું: "તમારા પૈસામાં પૂળો મૂકો. પૈસાથી તો બહુ બહુ તો પેટ પુરાય, કંઇ હૃદય પુરાતું હશે?"

જીભઇને બૈરી કરવી કે નહિ, એની સલાહની જરૂર ન હતી. તેણે ફરીથી પૂછ્યું: "શું કો'છો, શેઠ?"

"શાનું?"

"પૈસાનું સ્તો."

"પગાર તો હમણાં આપ્યો'તો. ક્યાં ગયો?"

"એક પગાર મૈ'ને થયો તે સરકારના હપતામાં ભરી દીધો. પછી ગઇ ગ્યારસે આઠ રૂપિયા બે મૈનાના આયા. તેમાંથી એક થેપાડું લાયો. તમારા જેવાંને ત્યાંથી લાવી ખાધું હોય તેમને ય આપવું પડે ને? એમ પગાર તો અઠે ગઠે થઇ ગ્યો." જીભઈએ પગારની વ્યવસ્થા કહી.

"ને હવે બૈરી આવશે એટલે પગારમાંથી શું બચવાનું છે, તે તું આપીશ?" શેઠે પૂછ્યું.

"એય મજૂરી કરશે ત્યારે ખાશે, કંઈ ઓછી બેઠી બેઠી ખાવાની છે? હમણાં ચોમાસું છે એટલે નીંદવા ગોડવાનું ચાલશે-ને તમારા જેવાનું પાણી ભરશે તોય મૈ'ને રૂપિયો રેડો આવશે." જીભઇએ આવકનાં સાધન બતાવ્યાં.

કંઇ શ્રદ્ધા બેઠી હોય તેમ શેઠે કહ્યું: "પગાર આવ્યો એટલે રૂપિયા ભરી જવા પડશે, સમજ્યો?"

"એમાં કહેવું પડે?"

"વ્યાજ આપણે બીજાની પેઠે વધારે નથી લેતા, એક આનો આપજે." શેઠે ઉદારતા બતાવી.

"લઇ જઇશ" એમ કહી મલકાતો મલકાતો જીભઇ ઘેર ગયો.

બહાર બેઠેલી અંબાને કહેવાનું એને મન થઇ ગયું કે, 'આતવારે મૂછાળા બેરી લાવ્યા જાણુ ને.' પણ પાછું મનમાં આવ્યું કે, "ના. ના, લાવ્યા પછી કહીશ."

વાયદા પ્રમાણે જવાની આડી ત્રણ રાતો રહી ને વરસાદે દેતી કરી. અષાઢી વીજળી સાથે કડાકા કરતો મેઘ તૂટી પડયો. ઢાઢરના સાંકડા પટમાં પાણી છલકાઇ ગયાં. દોડતા પાણીમાં ઉબારા તણાયા જતા હતા, ને ઉપર ફીણના ડુંગર ચઢયા હતા. અને આ જળના ઊછળતા હૈયા ઉપર કંઇક જુવાનો '૮૩ની રેલ પહેલાં હીંચકા ખાવા પડતા હતા. પણ '૮૩ની રેલનું વિરાટ સ્વરૂપ ઝાડની ડાળીઓ ઉપર બેઠાં બેઠાં જોયા પછી પૂર વખતે કોઇ અંદર પડવાની હિંમત કરતું નહિ. તેમાંય પાંચેક ગાઉ ઉપરના વસાદરા ગામે હોડી ઊંધી વળી ગઇ, ને હસન જમાદાર એમાં ડૂબી મૂઓ ત્યારથી તો લોકોના મનમાં વહેમ પેસી ગયો કે, 'નદીમાંથી સત જતું રહ્યું; નઈ તો આમ જીવતા જીવને મા થઈ ને ભરખી જાય?' એટલે ઊલટું કોઇ નદીના પૂરમાં પડવા તૈયાર થયું હોય તેને ય લોકો રોકી રાખતા.

શનિવારની સાંજે વરસાદ બંધ રહી ગયો હતો, છતાં રવિવારના સવારમાં પાણી વધે જ જતું હતું. પણ જીભાઇ કે'છે કે, "આજ ગ્યા વગર ના ચાલે. પે'લાજ શકનમાં ખોટા પડીએ તો આપણો ઇતબાર કોણ માને?"

ભઇજીએ કહ્યું: "પાણી ઊતરશે ત્યારે જશશું."

બીજો કહે: "આ ચઢતા પાણીમાં મરવા પડે?"

ત્રીજો: "એકાદ બે દા'ડામાં શું ખાટું મોળું થઇ જવાનું છે?"

પણ જીભાઇને તો ત્રણ દા'ડા પછી શ્રાવણ બેસવાનો એટલે કેમ જંપ વળે? એણે કહ્યું: "૮૩ની રેલ પે'લાં કંઇક વાર પડયા છીએ—આ કંઇ નવું છે?"

આખી તલાવીઆવાડ ના કે'તી રહી ને જીભઈ નદી કાંઠે આવ્યો.

નવું પહેરેલું થેપાડું–બૈરી માટે લીધેલાં કપડાં તેણે ગોળીમાં મૂકી દીધાં. નાની છેટીનો કછોટો મારી એ ગોળીના કાના પકડી નદીમાં કૂદી પડચો. કાંઠે ઉભેલા લોકોને એક ગૂંચ વળી વળીને પડયા કરતી કે: "બૈરીનું નામ ન દેતા જીભઇને આ શું ગાંડું લાગ્યું કે ઘડીનોય વિલંબ વેઠાતો નથી?" પણ એનું કારણ અંબાને પૂછે ત્યારે ખબર પડે ને? જીભઇ ત્યાં સુધી તો વમળમાં દૂર તણાઇ સામે કાંઠે નીકળી ગયો.

સામે કાંઠે જઇ એણે ભઇજીને બૂમ પાડી: "હવે તો પડીશ કે નહિ?"

"કંઇ છૂટકો છે?" એમ કહી ભઇજી કછોટો મારી–બગલમાં તૂંબડું લઇ કૂદી પડચો.

કાદવ ખૂંદતાં એ બપોરે નાયર પહોંચ્યા ત્યારે દરેકને નવાઈ લાગી. ઉકેડે કહ્યું: "મેં જાણ્યું વરસાદ છે એટલે આજ નઇ આવે."

જીભઇ છાતી કાઢી બોલ્યો: "વરસાદનો બાપ હોય તોય કંઇ વાયદો ચૂકીએ?"

એ આતવારની રાતે માટલીમાં ઘીનો દીવો મૂકી જીભઇ–એતા બેયનાં કપાળ સામસામાં અડકાડી દીવાનાં દર્શન કરાવ્યાં. નાતરાની એ વિધિ પૂરી થઇ. ને એ રાત્રે, તેલનો બાટ જમી, મૂછનું પાણી રહ્યું એ સંતોષે જીભઇ ઘસઘસાટ ઊંઘી ગયો.

ત્રીજે દિવસે–અમાસના આગલે દા'ડે જીભાઇ એતાને લઇ ઘેર આવ્યો એવો જ એણે અંબાને કહ્યું: "અષાડ ઉતરી સાવણ તો હજુ પરમ દા'ડે બેસે છે ને?"

હાથનો લહેકો કરતાં અંબાએ કહ્યું: "ઓહોહો! જાણે મોટી ધાડ મારી! હજુ ઘર માંડ તો ખરો!"

અઠવાડિયું થયું પણ સાથે આવેલી નાની મંગી રડયા જ કરતી. જુવારના રોટલાના ટૂકડાને એ વેર્યા કરે પણ મોંમાં ન મૂકે. પટેલને

ત્યાંથી માગી આણેલી કઢી એક બે વાર પીધી હશે. જીવા રબારીને ત્યાંથી બકરીનું દૂધ બે વાર આણ્યું તે પીધું. પણ રોટલાને એ ન અડે. વળી વળીને એ એતાના ખોળામાં પેસવા જાય પણ એને ધકેલી મૂકી એતા કે'તી: "આઘી મર ને."

જીભાઈ પૂછતો: "શું થાય છે એ ઝગઘીને ?"

એતા કહેતી: "એ તો અજાણ્યું લાગે એટલે છોરૂં હોવાય."

પણ મંગી એનું કાપડું ઊંચું કરી ધાવવા જતી એટલે એતા એને ટીપતી. એને એમ હતું કે ત્રણ વરસની છોકરી હજુ ધાવ્યા કરે તો જેનું ઘર માંડયું એ છોરું કયારે દેખે ?

છોકરીના કંકાસથી કંટાળી ખભે ડાંગ મૂકી જીભઇ બહાર જતાં બબડયો: "આ ઝગઘીએ તો જીવ લીધો."

બહાર બેઠેલી અંબાએ આ સાંભળ્યું એટલે એને સાન કરી પોતાના ઘરમાં બોલાવ્યો અને કહ્યું: "બાયડી રે' એવું કરતાં કયારે શીખીશ ?"

"કેમ શું છે ?"

"જોતો નથી, આ છોડી આવી ત્યારથી રડયા કરે છે."

"તે હું શું કરું ?"

ખોટું ખોટું અકળાઇને અંબાએ કહ્યું: "કપાળ તારું ! એટલુંય સમજતો નથી ? છોડી ઉપર એઢો રાખ એટલે તારી હણીજી કંઇ નંઇ જાય. નંઈ તો મૈ'ના પછી એનો ભઈ તેડી જશે ત્યારે એ છોડી પાછી આવશે ? એટલે નંઇ મોકલવાનું એને બ્હા'નું નંઇ જડે ?"

જીભાઇને વાત ગળે ઉતરી. એણે પૂછયું: "તો શું કરું ?"

અંબાએ સમજણ પાડી: "છોકરુનો એઢો કરવો એમાં તે શી મોટી વાત છે ! પૈ–પૈસાના મમરા, ટીકડી, વળી ફૂંક મારી છોકરાં પેલા રબરનું કંઈ ફુલાવે છે તેવું–થોડું લાવી આપતો રે' એટલે થયું."

તે દા'ડેથી જીભાઇ મંગી સારુ કંઇ ને કંઈ ખાવાનું લાવતો. કોઈ કોઈ વાર વાણીઓ ઉધાર આપવાનું ના પાડતો ત્યારે એ ભીખલા વાઘરીની વાડીએથી વરતણીઆના હોદ્દાની ધાકે મફત ચીભડું–મકાઇ વગેરે લઈ આવતો. પંદર દા'ડામાં તો એનો એઢો એટલો બધો થઇ ગયો કે જીભઇ ઘેર આવે ત્યારે મંગી એને વળગી પડી પૂછતી: 'બાપા! શું લાયા?' ને જીભઇ એને વાંસે હાથ ફેરવતો ફેરવતો ગજવામાંથી કંઇ ને કંઈ ખાવાનું આપતો.

કોક કોક વાર તો મંગી હઠ પણ કરતી: "બાપા! મને ફૂલકો લાવી આપો."

મીઠું હસીને અંબા લાગ જોઇ કહેતી: "મૂઆ! તું તો ત્યાં હોરો બાપેય થઈ ગયો ને!" જીભઇ મૂછમાં ને મૂછમાં હસતો.

શ્રાવણ ઊતરતાં ઉકેડ તેડવા આવ્યો: એતાએ કહ્યું: "મંગી! જો, મામા આયા."

પણ જીભાઇના ખોળામાં બેઠેલી મંગી નીકળી કે બોલી એય નહિ. અંબા લાજનો ઓથો રાખી બોલી: "શું મૂઇને એમનો એઢો થઇ ગયો છે!"

પહેલે વખત ગયા વગર છૂટકો નહિ, એટલે મંગી ન આવી તો પણ એતા ઉકેડ સાથે પિયર ગઈ, પણ એનો જીવ તો મંગીને મૂકીને આવેલી એટલે ત્યાં ને ત્યાં હતો. પાંચમે દા'ડે તો એ પાછી આવતી રહી.

ફળિયાનાં ઉકેડને કે'વા લાગ્યાં: "આટલી ઉંમરમાં ત્રીજું ઘર કરવું પડયું પણ મૂંઇને આ વખતે વર સારો મળ્યો!"

*

એતા આમ તો સહેજ દેખાવડી ને કામઢી ખરી. છતાં એનો પૈણુત ધણી ઘેર ઘેર ભટકવાની ટેવ ન ભૂલ્યો. કોઈ વાર એતા એને કે'તી ત્યારે

એનું ધણીપણું બતાવવા એ હાથમાં હોય તે છુટ્ટું ઝાપટતો. એક વાર તો એના કોડે લોહી પડયું એટલો માર માર્યો. વાત સાંભળી એનો ભાઈ છેકેડ તેડવા આવ્યો.

પણ એતાએ કહ્યું: "ના. ના, એમ પૈણુત ઘર નંઈ ભાંગું." એનો ધણી કંઈ મજૂરી ન કરે તોય એતા જાતે વૈતરું કરી એનું ઘર ચલાવતી. એ સવારમાં બે જણનું પાણી ભરતી ને બપોરની ખેતરમાં મજૂરીએ જતી.

બૈરાંય એને શીખામણ આપતાં: 'મેર મૂક તુંય, હોય ત્યાંથી! એ રડયો લોકોને ઘેર ભટકે તોય એના માટે મજૂરી કરી મરી જાશ. છાને પગ ઘસતો.' છતાં એતાના મનમાં કે ચાલતાં લગી ઘર ના ભાંગવું પડે તો સારું. પણ છેવટ એની ધીરજનો અંત આવ્યો.

એતાએ જ્યારે જાણ્યું કે એ પારકો રોગ લઈને આવ્યો છે એટલે એણે કહી દીધું: "મૂળે તો તું મારો થયો નથી ને તેમાંય તારો રોગ મને વળગે એટલે મારો તો ભવ જ બળી જાય ને?"

એ રાત્રે એણે બળાત્કાર કર્યો પણ એતા આગળ એનું ન ચાલ્યું, છેવટ એણે એનું પૈણુત ઘર ભાંગ્યું.

*

વીસ ને આઠ રૂપિયે એના પૈણુત ધણીનો છેડો ચૂકવી, એતાને અંટોળ લઈ ગયો. જો કે પહેલા ધણી જેટલું તો નહિ પણ કોઈ કોઈ વાર અંટોળ મારઝૂડ કરતો છતાં બીજી વાતે એતાને સુખ હતું. ધણી કામગરો–ભલો ભોળો હતો. કોઈ વાર રીઝે ત્યારે બચીએ ય કરતો ને પોતાનો પ્રેમ બતાવવા માગતાવાળાને રે'વા દઈ હાથમાં આવેલા પૈસાનું નવું લુગડુંય લાવી દેતો. બે વરસ પછી એને ખોળે મંગી આવી ત્યારે આનંદમાં આવી જઈ એણે છોડી સારુ રૂપા ને કાંસાના ભેગવાળી પાંચ ભારની કલ્લાઈઓ કરાવી, ને એતા માટે નવું કાપડું આણ્યું. મા થયા પછી એતાને લાગ્યું કે આ ધણીની ચુંદડી ઓઢી એનો જન્મારો પૂરો થશે. પણ માણસનું ધાર્યું કયારે થાય છે કે

એનું ય થાય ?

વાત એમ બની કે, એતાના ઘરથી ત્રીજે બારણે પાલી કરીને એક સ્ત્રી હતી. એની નાની બેન–જે જોડેના ગામમાં પરણાવી હતી, તેને એનો ધણી દારુડિયો એટલે નાહક મારઝૂડ કરતો. અવારનવાર એ અહીં બેનને ઘેર નાસી આવતી. પાલીના મનમાં એમ કે જો આને ગામમાં કંઇ ઠામ બેસાડું તો મારી આંખ નીચે રહે ને રળી ખાય. પણ ગામમાં એટલી ઉંમરનો કોઇ બૈરા વગરનો ન હતો. છેવટ એણે એક ઉપાય કર્યો. ગામમાં શ્રાવણ મહિનામાં એક પરદેશી બ્રાહ્મણ મહાદેવમાં પૂજા કરવા બેઠો હતો. એ લોકોને ભૂત–પ્રેતના દોરા કરી આપતો, ટાઢીઓ તાવ હાંકતો–વા ફૂંકારતો ને આંખ દુઃખતી હોય તો મૂંજની દોરીએ ઉતારતો. સાચું જુઠું તો રામ જાણે પણ ગામમાં વાત થતી કે પાલીએ તેની પાસેથી અડદ મંતરાવ્યા ને માતાના પરસાદની સુખડી ભેગા એ અડદ એની બેન પાસે અંટોળને ખવડાવ્યા ને ત્યારથી એતા ઉપરથી એનું મન ઊતરી ગયું. પાલીની બેન રૂડી ઉપર એ આંધળો થયો. સમાજનાં બંધન ન હોય તેવો પુરુષ જેમ કરે તેમ અંટોળે ઊભે ભાયડે રૂડીને પોતાના ઘરમાં ઘાલી. રૂડીના મૂળ ધણીએ રાત માથે લેડી કૂવામાં ઘાસતેલ રેડી જાસો કર્યો. પણ એનું કંઇ ન વળ્યું. જેની ચુંદડી ઓઢી જીવતર પૂરું કરવાની આશા રાખતી તે એતાને રૂડી આવતાં ઘર છોડવું પડયું. એતા ભાઇને ઘેર પાછી આવી.

*

પણ આ ત્રીજી વખતનું ઘર એને ઠીક ફાવ્યું. જીભાઇ મૂળેથી બૈરી ઉપર હાથ ઉપાડતો નહિ. તેમાંય મંગી ઉપર એ પોતાની દિકરી કરતાંય અધિક વહાલ રાખતો. મહિને દા'ડે સરકારમાંથી ચાર રૂપિયા પગાર આવતો ને એતા પાણી ભર્યાના બે રૂપિયા લાવતી. ને ધરમશેઠના રૂપિયા બદલ એક આનો બ્યાજ ચઢતું છતાં એ મફતનાં બે બેડાં પાણી ભરી આપતી, ને બપોર પછી મંગીને કેડમાં ઘાલી એ ખેતરની મજૂરીએ જતી. ચોરાના કામે બેઠેલો જીભાઇ પટેલનું કામ કરતો ત્યારે સાંજે વ.ળુ વખતે

ખીચડી ને કઢીનું ભાણું પોતાના ફળિયાના છેડા નીચે ઢાંકી ઘેર આવતો: એટલે ખાધે પીધે એકંદરે એતા સુખી હતી. જો કે આધેડ વયનો જીભઇ અડપલાં ઓછાં કરતો એ જુવાન એતાને કોઇ કોઈ વાર સાંભરતું.

પણ પાછું મન વાળતી: "મરતી તો મૂઆ બેય ઓછી કરતા'તા? તોય એકે યે જીવતર પૂરું ન ઉતાર્યું."

આમ કરતાં સાત આઠ મહિના ચાલ્યા ગયા. એતાને એનું ઘર હોય તેમ લાગવા માંડયું. જીભઇને ય વિશ્વાસ બેઠો કે એનું ઘર મંડાશે. ને વળી એને અંબા યાદ આવી.

લાગ જોઈ એણે એક વાર અંબાને કહ્યું: "કેમ, હવે તો મૂછાળા ખરા કે નહિ?"

"મેર મૂઆ! પારકે છોકરે બાપ થયો એમાં મોટો મૂછાળો થઇ ગ્યો? હજુ છોકરાનો બાપ તો થા." અંબા એની મુદત વધારે જ જતી હતી.

કુદરતની કૃપા હોય તો બાળકની મહેર થતાં કંઈ વર્ષો વીતતાં નથી, બીજા છ મહિનામાં તો એતાને ખોળે છોકરો રમવા લાગ્યો.

ચોરેથી આવતાં વળી એક વાર એણે અંબાને કહ્યું: "કેમ, હવે તો ખરૂં કે નહિ?"

હાથમાંની ડાંગ દેખી અંબાએ કહ્યું: "એક વાર ડાંગ મૂકી આવ, પછી કહું."

ડાંગ ઘરમાં મૂકી આવ્યા પછી જીભઇએ કહ્યું: "લે, કહે."

અંબાએ ધીમેથી મશ્કરી કરતાં કહ્યું: "તારો જ છે એની શી ખાત્રી?"

કદીય ન ખિજાતા જીભઇના હાથ ડાંગ શોધવા સળવળ્યા.

હસતી હસતી અંબા બોલી: "ડાંગ શોધે છે? મને મારવા? હત મૂઆ! મારે લીધે તો બૈરી-છોકરાવાળો થયો એનો બદલો આપતો હોઇશ, નહિ?"

જીભાઇ કશોય જવાબ આપ્યા વગર પોતાના ઘરમાં ચાલ્યો ગયો.



# ૧૧ : કોને પરણી ?

સુલતા પરણી. સુધારક વર્ગમાં ખળભળાટ મચ્યો. વર્તમાનપત્રોએ મોટાં મથાળાં સાથે એની જાહેરાત ઠેઠ ખૂણે ખાંચરે પડેલાં ગામડાં સુધી કરી. 'પ્રજાબંધુ'એ નીચેની નોંધ પ્રસિદ્ધ કરી:

'ઈન્ટરમાં ભણતી વીસ વરસની યુવતી જાતે શૉક ઉપર પરણે એ એક ભયંકર કોયડો છે. ઉચ્ચ કેળવણી લીધેલી, સ્ત્રીઓના અન્યાયને સમજતી સુલતા, પોતાની જ એક બેનના માથા ઉપર—જીવન ઉપર પગ મૂકી એનું સત્યાનાશ વાળે ત્યારે એ કૃત્યનો કેવી રીતે બચાવ થઇ શકે ? અને એ લગ્ને ય કેવું ? છૈયાછોકરાંવાળા, યુવાની વટાવી પ્રૌઢત્વના આરે ઉભેલા, પિસતાલીશ વર્ષના એ વરરાજાને, સ્વયંવરમાં એક સુશિક્ષિત, યૌવનને આંગણે ઉભેલી યુવતી વરમાળા આરોપે, એ કેવી રીતે શક્ય લાગે છે ? ને છતાંય એ સત્ય ઘટના છે.

'સુલતાના એ લગ્નને વખોડી કાઢતાં અમે એટલું જ કહીએ છીએ કે અત્યાર સુધી પુરુષજાતિ સ્ત્રીજાતિને અન્યાય કરતી હતી, તેને ઠેકાણે નવયુગની નારી સ્વજાતિને આમ કચડવાને તૈયાર થાય તો સ્ત્રીજાતિની વધુ અધોગતિ થશે; પુરૂષ—જાતિને એ બહાના નીચે પ્રોત્સાહન મળશે. ઇચ્છીએ છીએ કે નવયુગનો નારી સમાજ સુલતાના એ અપકૃત્યને એકી અવાજે વખોડી કાઢશે.'

સુલતા જો આ ઉહાપોહ થયા છતાં ચુપ રહી હોત તો એ થોડા વખતમાં શમી જાત, પણ તેણે તો પોતાના કૃત્યનો બચાવ કરતું નિવેદન પ્રસિદ્ધ કર્યું:

"લગ્ન એ માણસનો અંગત વિષય છે. દરેક વ્યક્તિ લગ્ન કોની સાથે કરવું તે વિચારવા અને તે પ્રમાણે આચરવા સ્વતંત્ર છે. અમુક નક્કી કરેલા વિચારો પ્રમાણે કોઈ ન વર્તે તો એ લગ્ન વખોડી કાઢવું, એ બેહુદું છે. ઉંમરનો તફાવત લગ્ન કરનાર વ્યક્તિઓને જોવાનો છે. એ જાતે જાણ્યા પછી સંબંધ બાંધે છે તો પછી તીરે ઊભા રહી તમાશો જોનારને એ વખોડવાનું શું કારણ છે ?

"એક વખત સ્વતંત્રતાનો સ્વીકાર થઇ ગયા પછી શૉક ઉપર પરણવું જે ઉહાપોહનો મુખ્ય વિષય છે–તેનું ઝાઝું મહત્ત્વ રહેતું નથી. જેમ હું વ્યક્તિસ્વાતંત્ર્યના આધારે લગ્ન કરી શકી તેમ શાન્તાબેન છૂટાછેડા લઇ શકે છે. પછી એમની નિર્બળતાને લીધે, ખોટા કુળાભિમાન કે અનઆવડતને લીધે એ પગલું ન ભરી શકે તો એમાં બીજાને દોષિત ગણી તિરસ્કારવું, એમાં તો મને બુદ્ધિનું ક્યાંય સ્થાન જણાતું નથી.

"મેં ભરેલું પગલું-વ્યક્તિ સ્વાતંત્ર્યના આ જમાનામાં–આટલો ઉહાપોહ થયા છતાં–મને અઘટિત કે અયોગ્ય લાગ્યું નથી."

વળી પાછી વર્તમાનપત્રોમાં લગ્ન, વ્યક્તિસ્વાતંત્ર્ય, સમાજ સાથે તેનો સંબંધ વગેરે ચર્ચા સુલતાના નામ સાથે ચકડોળે ચઢી. દેશ સમસ્તની સ્ત્રીઓનું પ્રતિનિધિત્વ ધરાવતી ભગિની સમાજે એ કૃત્યને વખોડતો ઠરાવ કર્યો.

જો કે બીજી વખત સુલતાએ નિવેદન પ્રસિદ્ધ ન કર્યું; પણ પોતે ભરેલું પગલું ખોટું છે એમ તો એના હૃદયમાં ન થયું.

સુલતાની મા મોટા દવાખાનામાં નર્સ હતી. કુમારિકાઓ અને વિધવાઓ જ મોટે ભાગે નર્સ હોય છે તેમ એની મા ય વિધવા થયા પછી એ નોકરીમાં દાખલ થઈ હતી. સુલતાએ એના પિતાને જોયેલા, પણ

એ સ્મૃતિ યાદ રહે એટલી એની ઉંમર ન હતી. એનો બાપ શહેરમાં તૈયાર શીવેલાં કપડાંની ફેરી કરતો અને તેમાંથી ત્રીસ પાંત્રીસની નોકરી કરતાં એ ઓછું ન કમાતો. પોતાના વતનનું ઘર વેચીને પરણેલો, એ ન કમાય તો ખાય પણ શું ? બાર વર્ષની પરણેલી એની માએ દશ વર્ષ સુધી શહેરમાં રહી સંસાર ભોગવ્યો. સુલતાને નાની મૂકી એનો બાપ ગુજરી ગયો એટલે માને ધંધો કર્યા વગર છૂટકો ન હતો. કોઇએ એને નિશાળમાં શિક્ષિકાની નોકરી કરવાની સલાહ આપી, પણ એટલું ભણતર એનું હોય ત્યારે ને ?

નર્સ તરીકે એ દાખલ થઇ ત્યારે પહેલવહેલું એને અતડું લાગતું. ડોકટરો–કંપાઉન્ડરો–દર્દીઓ–નોકરો–જ્યાં હોય ત્યાં એને પુરુષોનો જ સ્પર્શ થતો. ધીમે ધીમે સંકોચ દૂર થઇ ધંધાને જરૂરી એવી ચપળતા આવતી ગઇ. હવે બીજી નર્સોની માફક બીજાની દષ્ટિ ખેંચવા જેટલો ભપકો એનામાં આવ્યો હતો.

છેવટ લાંબા સોટા જેવા લાગતા હાથ ઉપર એક દિવસ લેડી વોચ આવી ગયું ત્યારે તો ખુદ નાના ડોકટરથીય બોલ્યા વગર ન રહેવાયું: "નાઇસ ! તમારા હાથ કરતાં તો બિચારું ઘડિયાળ એ સ્થાન પામવાથી વધુ દીપી ઊઠ્યું."

ડોકટરને હસતા જોઇ એણે પૂછ્યું: "શું હસો છો ?"

"મને લાગે છે કે જાણે પે'લે દિવસે આવેલાં કમળાબેન જ ન હોય !" ડોકટરે હાસ્ય ચાલુ રાખતાં કહ્યું.

ડોકટરને ખુશ કરવા બીજી નર્સ બોલી: "એ તો ઉકરડામાં રત્ન ઢંકાએલું હતું."

ડોકટરે કટાક્ષ કર્યો: "હજુ ય ઉકરડામાંથી ક્યાં પૂરું નીકળ્યું છે ?"

નર્સે બચાવ કર્યો: "ના, ના. હવે તો કમળાબેન અમને બધાંને આંટી જાય એટલાં તૈયાર થઈ ગયાં છે. પુરુષોમાં ય ભમરડો ફરે તેટલી ઝડપે

ઘૂમી વળે છે.”

ડૉક્ટર: “પણ એમનું ઉકરડા જેવી જૂની ગલીનું ઘર ક્યાં છોડયું છે ?”

કમળાબેન: “જૂનો સહવાસ ગોઠી ગયો છે, એટલે છોડવાનું મન નથી થતું.”

ડૉક્ટર: “એટલે અહીંનો સહવાસ નથી ગમતો, એમ ને?”

કમળાબેન: “ના, ના. એવું કંઇ નથી.”

ડૉક્ટર: “એવું નહિ તો બીજું શું ? ધંધો નવો ને સહવાસ જૂનો, એ કંઇ બનતું હશે ?”

કમળાબેને જ્યારે જૂનું ઘર છોડયું ત્યારે પોળવાળાં કહેતાં હતાં: “એમને મોટા લોક ભેગું રહેવાનું એટલે અહીં ઓછું ફાવે.”

કમળાબેન ખોટો બચાવ કરતાં: “ના, એવું કંઇ નથી. હમણાં નર્સો થોડી છે એટલે કામ વધારે પહોંચે છે. તેમાંય દવાખાનાના ક્વાર્ટર્સમાં હોઇએ તો ગમે ત્યારે કામ પડે તો જઇ શકાય.”

કુટુંબ જેવી એ પોળમાં ન છૂટકે ય જે મર્યાદા જાળવવી પડતી, તે આ નવા વાતાવરણમાં જતી રહી. નાના ડૉક્ટર ઓરડીએ આવતા જતા થયા. એ જગતમાં એવો સંબંધ નિત્યનો રહ્યો એટલે એ નવું ન હતું. હા, એકાદ નર્સને ડૉક્ટર પોતાના મટી બીજીના થયા એ ખૂંચ્યું હશે.

આ નવા જીવનમાં એમની જરૂરિયાતો, સગવડો, મોજ, શોખ વધતાં જ ચાલ્યાં. હાથે ધોવાતાં કપડાં ધોબીને ત્યાં જવા લાગ્યાં. ઘરમાં ખુરસી, ટેબલ, પડદા, ચાદાની–એવી સુધરેલા સમાજની વસ્તુઓ વધવા લાગી. તેમાં સુલતા હવે હાઇસ્કુલના ઉપલા ધોરણોમાં પ્રવેશી હતી એટલે એનોયે ખર્ચ વધ્યો હતો. પંદર સોળ વર્ષની વય નાની ન ગણાય. અભ્યાસ કરતાં ટાપટીપમાં ઘણો વખત એનો જતો રહેતો. ઘરનું કામ-કાજ કરવાને બદલે તેના મગજમાં–પોતાની સહાધ્યાયિનીઓને કેવી રીતે

પાછળ પાડી વિદ્યાર્થીઓને પોતાના તરફ જોતા કરી મૂકું એ વિચાર વધુ જગા રોકતો.

વિદ્યાર્થિનીઓ વચ્ચેય એમના અભ્યાસ કરતાં એમના પહેરવેશ અને સહવિદ્યાર્થીઓની જ ચર્ચા ચાલતી.

"સરલા! આ સાડીનું શું આપ્યું? સરસ ડીઝાઇન છે!"

"પુષ્પા! તું કયું હેર ઓઇલ વાપરે છે? સ્નોની સુગંધ કંઈ જુદી છે."

"આ રમા તો જાણે બહુરૂપી જ! કપડાં તો કપડાં પણ રોજ ચંપલ સુદ્ધાં ય બદલે છે."

"ને માથું ય બદલતી હોય તેમ એક દા'ડો વચ્ચે સેંથો, તો બીજે દા'ડે એક બાજુ!"

"સારૂં છે કે મોઢું બદલતી નથી. નહિ તો ચંપક બિચારો બહાવરો જ બની જાત!"

"સુલતા મોટી ડહાપણ કરે છે પણ શેઠ સામું ચાલુ પીરિયડે તાકી રહે છે, એ મારું અજાણ્યું છે?"

"એ ચંપક ને શેઠ! એમનામાં તે શું બળ્યું છે? કોટ પાટલુન પહેર્યાં એટલે એમને મન જાણે રૂપાળા! શેઠનું મોઢું લાંબુલસ, જાણે ખચ્ચર!"

"ચંપક ઊંચો ય કેટલો છે? અભરાઇ ઉપર પહોંચવા સ્ટૂલ ન જોઇએ."

સુલતા આ જીવનમાં પ્રવેશી એટલે ખર્ચનું મધ્ય વર્તુલ એ થઇ રહી. હરીફાઇમાં જીતવા દર અઠવાડિયે એને કંઇ ને કંઇ ચીજ ખરીદવાની હોય જ.

કમળાબેન કોઇ વખત ટકોર કરતી: "સુલતા! આપણે બધાંના વાદ કરીએ એટલા પૈસાદાર નથી, હોં."

સુલતાઃ "આ ચંપલ ત્રણ મહિના તો ચાલ્યાં. પંદર દિવસથી તો જે હોય તે મશ્કરી કરી મને અર્ધી કરી નાંખે છે, ને મારી ગેરહાજરીમાં તો એટલે સુધી બોલે છેઃ "એ ઓછી આપણા જેવી પૈસાદાર છે કે આપણને પહોંચે? નર્સની નોકરીમાં બહુ બહુ તો મળતા હશે પચ્ચીસ–ત્રીસ રૂપિયા!" ચોકખું કહું છું, મોટી બેન! કોઈ મને ગરીબ કહે તે મારાથી નથી સહન થતું. ઘરમાં ભલેને આપણે છાશ પી સૂઈ જઈએ, પણ બહાર શા માટે ગરીબાઈ બતાવી હાંસીપાત્ર થવું?"

એ અરસામાં કદાચ ડૉકટર આવી પહોંચતા તો વાત જાણી કહેતાઃ "હોય એ તો, જુવાનીમાં નહિ પહેરે તો પછી આપણી પેઠે આધેડ થશે ત્યારે પહેરશે?" ને ડૉકટર કમળાબેન તરફ આંખ મીચકારી સુલતા તરફ ફરતાં ખિસ્સામાંથી હાથ કાઢી કહેતાઃ "લે. બે રૂપિયા, લાવજે ચંપલ."

કયા સંબંધથી ડૉકટર મદદ કરે છે. એ સર્વ આ ઉંમરની સુલતાથી અજાણ્યું હોય? પણ એવું તો દરેક ક્વાર્ટર્સમાં એ દેખતી હતી. જોડેનાં ચંપાબેનને ત્યાં શું હતું? એ નર્સ હતાં; પતિ કમ્પાઉન્ડર હતા. છતાંય મોટા ડૉકટર ત્યાં નહોતા આવતા? ઊલટા એના પતિ તો એ આવે ત્યારે બહાર જતા રહેતા.

પેલી દુર્ગાની ઓરડીએ શું હતું? જે ન આવે એ નાતબહાર! શારીરિક દર્દોને સમાવનારો એ સમાજ નૈતિક દર્દોથી જ ખદબદી રહ્યો હતો કે શું?

મોજશોખ–એશારામ–વૈભવ વિલાસમાં રચ્યા પચ્યા એ સમાજમાં પૈસો એ એક જ ધર્મ હતો. પોતાની ઘણી ખરી જરૂરિયાતો પૈસાના અભાવે ન ખરીદાતી ત્યારે સુલતાને મનમાં થતુંઃ "પૈસાદારની પત્ની હોઉં તો?"

મેટ્રિકમાં આવી ત્યારે ફૂટડા ચહેરા મૂકી સાધારણ દેખાવના શેઠના મોં સામી સુલતા અવારનવાર તાકી રહેતી. વર્ગમાં શેઠ સૌથી વધારે પૈસાદાર હતો. મિલમાલિક તો નહોતો, પણ એનાં

પાંચસાત રૂનાં જીન ચાલતાં હતાં. ઘેર મોટર હતી. છતાં એ કંઈ હમેશ મોટરમાં નહોતો આવતો. પણ વરસાદ આવતો હોય–પવનથી કપડાં ચારે-બાજુ છંટકાતાં હોય–પટ્ પટ્ થતા ચંપલથી પાછળ છાંટા ઊડતા હોય ને ટાઢે પલળી ન જાય માટે બચ્ચું સંતાડયું હોય તેમ ચોપડીઓ બગલમાં ઘાલવી પડતી હોય ત્યારે શેઠની દરેકને ઈર્ષા આવતી. એને મૂકવા ને લેવા સર્ર્ર્ર્ કરતી મોટર આવતી ને જતી. ભલાઈ નહિ તો પોતાના વૈભવનું પ્રદર્શન કરાવવા ય શેઠ રસ્તે જતી મોટરને 'આસ્તે' કરી ઊભી રખાવતો ને રસ્તે આવતા પોતાના એકાદ બે મિત્રોને મોટરમાં બેસાડી લેતો.

કોઈ છોકરીને નહિ મળેલો ચાન્સ એક વખત સુલતાને મળ્યો. એ શેઠની સાથે બેસી ગઈ. મોટરના વેગ સાથે એનું હૈયું ધબકતું હતું. વાતમા ને વાતમાં એનાથી અંગ્રેજીમાં પૂછાઈ ગયું:

"તમે પરણેલા છો ?"

શેઠે કહ્યું: "ના"

ડ્રાઈવર જાણે સમજ્યો હોય તેમ સામેના કાચમાં જોઈ ધીમું હસ્યો.

પછી તો એ એટલી શરમાઈ ગઈ કે સ્કૂલના ઝાંપા સુધી કંઈ બોલી નહિ. પણ શેઠ સાથે એ મોટરમાંથી ઊતરી ત્યારે ગેલેરીમાં ઊભેલાં સર્વ ખડખડ હસ્યાં ને થોડાં બબડયાં.

સુલતા છોકરીઓની વેઈટીંગ રૂમમાં પેઠી ત્યાં સુધીમાં તો રમા બોલી ઊઠી: "હું નહોતી કે'તી કે શેઠ સામું જ તાકી રહે છે ?"

પુષ્પા: "છેવટ કામણ કર્યું ત્યારે ઝંપી."

સુલતાને થયું કે એવાં કયાંથી ધનભાગ્ય હોય કે બને ? પણ ઉપરથી મોં મચકોડી–છણકો કરી બોલી: "બેસાડે તો કઈ નથી બેસે તેવી ?"

સરલા: "છટ્...નોનસેન્સ !"

મેટ્રિકની પરીક્ષામાં પાસ થઈ સુલતા કોલેજમાં ગઈ. શેઠ નપાસ થઈ ત્યાં ને ત્યાં રહ્યો.

કૉલેજનું વાતાવરણ એટલે સ્કૂલના વિચારોનો વિકાસ-મોજશોખનું ગૌરીશંકર શિખર. કેટલીક છોકરીઓ મોટરે ચઢી આવતી-બાકીની સાયકલ પર. સુલતા જેવી તો ગણીગાંઠી-જે ચંપલ ઘસતી હોય.

કૉલેજના કંપાઉન્ડમાં આવતી જતી મોટર સડકને કચરતી ત્યારે સુલતાનું વૈભવ ઝંખતું હૃદય પણ કચરાતું: "હું જ અકર્મી છું કે સાયકલે મળતી નથી. આ તે કંઇ જીવન છે ?"

ઉચ્ચ જ્ઞાન લેવા ગએલા એના મગજમાં જ્ઞાનને બદલે વૈભવનો અસંતોષ વધુ ને વધુ ભરાયે જતો. એમાંય વળી એ વૈભવ એને બાળવા માગતો હોય તેમ ઘર સામે જ આવીને ઊભો રહ્યો. દવાખાનાની એ ઓરડીઓ પાછળ કંપાઉન્ડ હતું, અને એમાં ચાર બંગલા હતા. તેમાંના એકમાં હમણાં રૂના શેરદલાલ રહેવા આવ્યા હતા. ઉંમરે ચાલીશ પીસ્તાલીશના ખરા પણ બાંધો એવો સુદૃઢ હતો કે ભાગ્યે જ કોઇ ત્રીસ બત્રીશ કહે. શેઠ હોવા છતાં બીજાઓની માફક અરસિક નહોતા. એ આવ્યા ત્યારથી બંગલાના ઠાઠ ફરી ગયા. ગેલેરીની છતમાં ઝુમ્મર, બારીએ તોરણ ને પડદા, પગથિયાંની બે બાજુએ ફૂલઝાડનાં કૂંડાં, જોનારને જાણે એમ જ લાગે કે ગઈ કાલનો બંગલો જ ન હોય ! રસોઇયો હતો, નોકર હતો ને શોફરે ય હતો. સંસારની ફૂલવાડીમાં શોભતાં બે બાળકો ય હતાં.

ત્યારે શું નહોતું ? ગૃહિણી ? ના, ના, એય હતી. પણ...પણ એ વૈભવમાં એ જુદી પડી જતી. હતી તો ત્રીસ વર્ષની, છતાં જોનાર તો એમ જ કહે કે ચાળીશથી તો ઓછાં નહિ હોય. કપડાં તો એ સુઘડ પહેરતી છતાં એનું બેસી ગએલું મોઢું અને ઊતરી ગએલા વાળ, એનો પહેરવેશ નોખો પાડી દેતાં.

સુલતા પાછલી બારીએ બેઠી બેઠી પડદા ટાંગેલી બારીઓ તરફ તાકી રહેતી. એ જે જોતી એથી તો એનો અસંતોષ વધુ ઊગ્ર બનતો.

શેઠાણી નોકરને બૂમ પાડતી: "રામા ! શાક લેવા નથી જવાનું ?"

રામો: "આ ચાલ્યો, બા !"

શેઠાણી: "આવતી વખતે દરજીને ત્યાં જતો આવજે. કપડાં ચુંથાય નહિ. એ સેટ તો ચાલીશનો છે."

"સારું" કહી રામો વિદાય થતો.

શેઠાણી રસોડામાં વળતી: "મા'રાજ ! રસોઇ વહેલી ન કરતા. શેઠ આવવાના છે."

ફરી ગેલેરીમાં આવી શેઠાણી બૂમ પાડતી: "ભાનુ! એ ભાનુ! ઉપર આવ. ગરમ સૂટ પહેરાવું. શરદી લાગી જશે."

કોલેજમાંથી સાંજે આવી સુલતા બેઠી હોય ત્યારે શેઠાણી બોલતી સંભળાતી: "મોહન ! ચાલ, મોટર તૈયાર કર. આજ તો શનિવાર છે એટલે કેમ્પના હનુમાને જઇએ."

પોતાનાં બે બાળકો લઇને શાન્તા મોટરમાં બેસી ઊપડતી ત્યારે હમેશની માફક સુલતાનું હૃદય કચરાતું. એના મનમાં તરંગો ઊઠતા: "એને ગબડાવી એનું સ્થાન લઇ લઉં તો? ડાચાં બેસી ગયાં છે. એના કરતાં તો હું હજાર ગણી રૂપાળી છું. શેઠને એ ગમતી હશે? ગમતી હોય તો આખો દા'ડો બહાર રખડે? મારા જેવી હોય તો ? ઘર મૂકીને બહાર નીકળે ?..."

અને એ પરંપરાનો તો ઘણી વખત કમળાબેન બોલાવતાં ત્યારે જ અંત આવતો: "હવે એમ ને એમ ક્યાં સુધી બેસી રહીશ ? જમવાનો વખત થયો તેની ય ખબર પડે છે કે નહિ ?"

"આ આવી, મોટી બેન !" એમ કહી એ અંદર જતી ત્યારે ફરીથી એક વખત એના અંતરમાં અસંતોષનો ઉભરો આવીને શમી જતો.

સવારમાં સુલતા પાછલી બારીએ વાંચવા બેસતી. સામી ગેલેરીમાં તે વખતે શેઠ પાવડર લઇ દંતમંજન કરતા કરતા સુલતાના સૌંદર્યનું પાન કરતા. એમને આકર્ષવા ઇચ્છતી સુલતા ધીમે રહી માથેથી સાડી ખસેડી નાખતી, ત્યારે કંડીઆમાંથી સાપ બહાર નીકળે તેમ એનો ચોટલો પીઠ

ઉપર થઇ બે'ક સુધી કુંફાડા મારતો. કબજામાં સંતાએલું એનું યૌવન શેઠને વિહ્વળ કરી મૂકતું. મુરલિના સૂરથી સાપ ખેંચાય તેમ ઊગતા સૂર્યનાં બાલકિરણો એ સૌંદર્ય ઉપર પડી શેઠની દષ્ટિને લીન કરી નાખતાં. અને એમનો હાથ યંત્રવત્ પીંછી પકડી દાંત ઘસ્યા કરતો.

ચા ઠંડી પડવા આવતી ત્યારે શેઠાણીની અંદરથી બૂમ સંભળાતી: "હજુ કયાં સુધી દાતણ કર્યાં કરશો ! ચાય ઠંડી થઈ જવા આવી."

"આ આવ્યો" કહી શેઠ દષ્ટિ ખેંચી લઈ, શેઠાણી બહાર ન આવે માટે ઝટ અંદર ચાલ્યા જતા. છતાં પોતાની નજર સમક્ષથી પતિને ખેંચતું બળ પત્નીથી અજાણ્યું રહે ?

શેઠાણી ચોક્ખું કહેતી: "એ છોકરી તરફ આખો વખત શું જોયા કરો છો ?"

શેઠ ખોટું ખિજાતા: "બૈરાંની જાતને શી અદેખાઇ ! આંખ છે તે જોઉં નહિ તો બંધ કરી દઉં ?"

શેઠાણી: "નખરાંય નટી જેટલાં કરે ને ! આ શિયાળાની ઠંડીમાં એને બારીએ બેસવાની શી જરૂર ?"

શેઠ: "કે'ને એને કે અંદર બેસે."

શેઠાણી: "મેં સહેજ કાલ કહ્યું, એટલામાં તો દાંત લઇને તડી: હું મારે ઘેર ગમે ત્યાં બેસું તેમાં તમારે શું ?"

શેઠાણીની ટોકની એટલી તો અસર થઇ કે શેઠ એની નજર ચૂકવી દષ્ટિ કરી લેતા.

આ અરસામાં શેઠાણીને ભાઇના લગનમાં જવાનું થયું એટલે એ પિયર ગઇ, જતાં જતાં એ ઘરના નોકરને ખાનગીમાં કે'તી ગઈ: "રામા બંગલે કોણ કોણ રાત્રે આવે જાય છે તેની શરત રાખજે." અને સુલતાની ય ચોકી કરવાનું સોંપતી ગઈ.

પણ શેઠાણીનું ભાગ્ય કોણ જાણે પાછું પડતું હોય તેમ ભાઇના

લગ્ન પછી એને મંદવાડ આવ્યો, તે બે મહિના સુધી પાછી આવી શકી નહિ.

અને એટલામાં તો અહીં શુંનું શું બની ગયું !

ધડકતે હૈયે શેઠાણી પોતાનું સ્થાન છોડી ગઈ, તે આવીને ફરી સંભાળે તે પહેલાં સુલતાએ—એનું હૃદય ઝંખતું હતું તેમ—એ સ્થાન પચાવી પાડયું !

સુલતા શેઠ ત્રિભોવનદાસ સાથે પરણી ગઈ ! અને જગતે ય એ ઉઘાડી આંખે જોયું.

પણ સુલતાના હૃદયને પૂછીએ તો, એ શું જવાબ આપે તે જાણો છો ? "ના, ના. હું ત્રિભોવનદાસને નથી પરણી."

"ત્યારે ?"

"એના વૈભવને !"



# ૧૨ : પત્નીની પસંદગી

મને જો કોઈ પ્રશ્ન પૂછે: "તમે જોએલી સ્ત્રીઓમાંથી કઈ સ્ત્રી તમને સૌથી સુંદર લાગી ?" તો—

તમને આશ્ચર્ય થશે કે હું કોઇનુંય નામ નથી દઇ શકતો. જો કે સૌંદર્ય તરફ મારું મન નથી આકર્ષાતું એમ તો નથી. પણ કોઈ એકજ સ્ત્રીના સૌંદર્યથી મન એવું છલોછલ નથી ભરાઈ ગયું કે બીજી કોઈ સ્ત્રીના સૌંદર્ય તરફ દૃષ્ટિ ન ખેંચાઈ હોય.

તમે કહેશો કે તમને સૌંદર્ય માણતાં જ નથી આવડતું, તોય હું એનો ઇન્કાર કરું. સ્ત્રીઓના સૌંદર્યની જ વાત કરું તો મારી દૃષ્ટિ કંઇક આવી છે: ગાડી કે મોટરમાં, ગામ કે શહેરમાં, મેળાવડા કે સરઘસમાં, નાટક કે સિનેમામાં, ભાષણ કે મિજલસમાં–જ્યાં જ્યાં સ્ત્રીઓ જોઉં છું ત્યાં ત્યાં સૌથી સુંદર સ્ત્રીને મારી દૃષ્ટિ અવશ્ય પકડી પાડે છે. પણ એ દૃષ્ટિ ભૂતકાળની સ્મૃતિ પર કોઇની સરખામણી કરવા નથી જતી, એટલે જુદે જુદે વખતે મને જુદી જુદી સ્ત્રી સૌંદર્યમૂર્તિ ભાસી હોય છે. ક્ષણિક એવોય વિચાર આવી ગયો હશે તેમ કબૂલ કરું છું કે, "મારે આવી (આ) પત્ની હોય તો ?"

મારા મનની આ ભાવના જાણી તમે પૂછો: "ત્યારે તમે તમારી સ્ત્રીને નહોતા ચાહતા, એમ જ ને ?"

પત્નીની હયાતીમાં ને તેમાંય વળી તેની સન્મુખ આ પ્રશ્નનો ઉત્તર

હકારમાં આપતાં એમાંથી શું પરિણામ આવે તે મારાથી અને મારા જેવા તમારાથી અજાણ્યું ન જ હોય.

પણ આજે એ નથી. લગ્ન માટે હું જવાબદાર નહોતો ત્યારે હૃદય શા માટે છુપાવું? ચાલુ સહવાસમાં જે મિઠાશ જતી રહેતી, તે થોડા વિયોગ પછીના મિલનમાં પાછી આવી હોય તેમ લાગતું. પણ થોડા જ વખતમાં જ પૂર્વવત્ રસહીનતા વ્યાપી જતી.

અસંતોષી મનમાં તરંગો ઊઠતા. જાતપસંદગીથી લગ્ન થયું હોત તો—મનોરથોને મૂર્ત કરવા પ્રોત્સાહન આપતી પત્ની મળી હોત તો—સાહિત્યરસિક મળી હોત તો...અને એ 'તો' ની પાછળ સ્વર્ગ ખડું હોય, તેમ લાગતું.

એવામાં જાણે એ કહેતી હોયઃ "લ્યો, હું જ તમારી આડે આવતી હોઉં તો આ ચાલી." તેમ ખરેખર એ સદાને માટે ચાલી ગઇ.

લગ્નનો પ્રશ્ન ફરીથી મારી સન્મુખ આવી ઊભો. નાતમાં કન્યાની છત હતી. અમારું ઘર કુળવાન હતું. હું ભણેલો ગણેલો ને કમાતો છતાં નાવલિયા વર જેવડો ચોવીસ વર્ષનો હતો, એટલે બીજવરની ખોડ નડે તેવી ન હતી. એટલે વર શોધતું દરેક કુટુંબ મારા ગૃહમાં ખાલી પડેલી ગૃહિણીની જગાએ પોતાની દીકરી આપવા ઇચ્છતું. અમારી નાતના વિચિત્ર રિવાજથી હું સારી રીતે પરિચિત હતો. એક વખત કુટુંબના વડીલે લગ્નની હા પાડી એટલે બ્રહ્માક્ષરની માફક એ લગ્ન ન થયા છતાં થયા જેટલું જ વજ્રલેપ બની જતુ. પિતા તો હતા નહિ. માને પત્ર લખી ચોકખું જણાવી દીધું હતું કે મારી જવાબદારી તમારે માથે રાખવી નહિ. માના ભોળપણનો અને સ્ત્રીજાતિની સ્વાભાવિક સરળતાનો લાભ લઈ કોઇ સંબંધી ભોળવી ન જાય માટે મેં એને દુઃખ થાય તેવું કડક વાકય પણ લખ્યું હતુંઃ "મારી ના છતાં તમે કોઇને હા પાડશો તો એને માટે હું જવાબદાર નથી અને એનું પરિણામ સારું ન આવે તો મારો દોષ ન કાઢતાં."

અને આ વાક્યની ધારી અસર થઇ. મા જે જાય તેને એક જ જવાબ દેતી: "હું ન જાણું. મનહર સાથે તમે તમારે વાત કરજો."

કેટલાક પોતાની દીકરીઓની ખામીઓથી સુપરિચિત, મારી આગળ એ ખોટો તો નહિ પણ ખામીવાળો સિક્કો નહિ જ ચાલે માની મારા સુધી લંબાવવાની તસ્દી ન લેતા.

કંઇક લોકોએ મારા મિત્રો–ઓળખીતાઓ–સંબંધીઓ સાથે એમના પરિચયનું સમીકરણ કરી મારા સુધી એમની લાગવગ પહોંચાડી.

મારે લગ્ન કરવું હતું એ વાત ચોક્કસ હતી. અને એથી ય ચોક્કસ એ હતું કે કોઇની લાગવગ કે કુળવાનશાહીના મોહમાં તણાઈ એકદમ હું વચનથી બંધાવા તૈયાર ન હતો.

આવેલી માગણીઓમાંની એકેય કન્યા મારે માટે લાયક ન હતી, એમ તો હું નથી કહેતો. પણ લગ્નની પાંખે ચઢી આ નશ્વર સંસારમાં સ્વર્ગ ખડું કરવા રાચતી મારી ભાવનાઓ, ભવિષ્યમાં નિષ્ફળતા ન મળે માટે પૂરતો વિચાર ને અવકાશ ઇચ્છતી હતી.

એટલે જેને જેને જવાબ આપવાનો પ્રસંગ આવે તેને હું એમ જ કહેતો: "એક સ્ત્રીની ચિતા હજુ પૂરી સમી નથી, ત્યાં તરત લગ્નનો વિચાર મને ઠીક નથી લાગતો."

સામી દલીલ થતી: "લગ્ન એમ હોય તો આવતી સાલ કરીશું. વિવાહ કરી મૂકવામાં શો વાંધો છે?"

"ના, ના. વિવાહ અને લગ્નમાં ફેર શો? સ્ત્રીઓ પતિ પાછળ આખું જીવન હોમે છે, તો પુરુષોએ કશું નહિ તો થોડો શોક તો પાળવો જોઇએ!"

કેટલાકને આમાં મારી ગત પત્ની પાછળની વફાદારી દેખાતી, બીજાઓને, ઉપરાછાપરી માગાં આવે છે માટે હું મોંઘો થાઉં છું, એમ લાગતું.

ને મારા જેવા મુરતિયાને ન જવા દેવા ઇચ્છતો કોઇ મને પૂછતો: "પણ તમે લગ્ન તો કરવાના છો જ ને ?"

મને ય એમાં સંશય ન હતો, હું ના શી રીતે પાડું ?

બીજો પ્રશ્ન થતો: "તો અમે વાટ જોઇએ ?"

"એવું તો મારાથી કેમ કહેવાય ?" એવો અસ્પષ્ટ જવાબ આપી હું છટકી જતો.

કોઇ મારી આશા ન મૂકે ને હું મન ફાવે તેની પસંદગી કરી શકું તેવું વાતાવરણ મેં રચ્યું હતું. માગણીવાળી દરેક છોકરીની હું મળતી વિગત મેળવી લેતો. ખરું કહું તો બીજા વિચારોને હડસેલી પત્નીની પસંદગીના વિચારો મારા મગજમાં પ્રલયનાં મોજાંની માફક ફરી વળ્યાં હતાં.

રવિવારની બપોરે જમીને હું હજુ હમણાં જ બેઠો હતો; ને જોડેના મકાન આગળ મેં કોઇને પૂછતું સાંભળ્યું: "મનહરલાલ ક્યાં રહે છે ?"

મેં બહાર જોયું તો એક યુવક અને યુવતી ઓટલાનાં પગથિયાં ચઢતાં હતાં. યુવકે પહેરણ પહેર્યું હતું ને હાથમાં થેલી હતી. યુવતીનો પહેરવેશ પણ સાદો, સુઘડ ને ધોળો હતો. એકવડિયા એ બાંધામાં યૌવનનાં અંગો અણવિકસ્યાં છતાં વિકાસની સ્ફૂર્તિ એમાં પ્રવેશી ચૂકી હતી.

હું કંઇ પૂછું તે પહેલાં યુવકે કહ્યું: "ઓળખાણ આપું કે ચાલશે ?"

એટલામાં યુવતીએ, મારી વસ્તુઓ દ્વારા મને ઓળખવા પ્રયત્ન કરતી હોય તેમ, ખંડમાં જણાતી દરેક ચીજ તરફ દૃષ્ટિ ફેરવી લીધી.

મને યુવક વાચાળ લાગ્યો. હું બોલ્યો: "મને ખોળતા ખોળતા આવ્યા એટલું ઓળખાણ ઓછું હોય તો કહો."

યુવક યુવતી તરફ હસતો હસતો બોલ્યો: "જોયું વિમુ ! કેવો પ્રશ્ન ગળી ગયા ?"

એના જેટલી જ વાચાળ લાગતી યુવતીએ કોણ જાણે કેમ પણ આ વખત જવાબ ન આપ્યો.

યુવક વાચાળ હતો એટલો જ હસમુખો હતોઃ "વિમુ ! એમ જો તું મૂંગી રહીશ તો મનહરભાઇ મને ભાષામાં નહિ જીતવા દે, હોં."

યુવતી ફરી ન બોલી. જાણે મૌનથી મને ન માપતી હોય ! યુવક મળતાવડો હતો. થોડી મિનિટો પર મારું ઘર પૂછતો એ, જાણે આ ઘરનો નિકટનો મેળાપી હોય તેટલી જ છૂટથી વાત કરતો હતો. યુવતીને મૂકી એ મારા તરફ વળ્યોઃ "ખરું છે; સ્ત્રી-જાતિ અપરિચિત જગાએ સંકોચ ન અનુભવે ત્યારે એ સ્ત્રી શાની ? પણ ભાઈ, આપણાથી એ ન પોસાય, દરરોજ ઘર ને ગામ બદલવાનાં હોય ત્યાં એવી શરમાળ વૃત્તિ ક્યાં પાલવે ? કેમ ખરું ને મનહરભાઇ ?"

"તમારું કહેવું ખોટું હોય, રમેશચંદ્ર ?" મેં કહ્યું. વિમુ શબ્દ તથા એ ભાઇની ઘર ને ગામ બદલવાની પ્રવૃત્તિથી મેં તરત એમને ઓળખી લીધા.

મારા મિત્ર રમણ મારફત રમેશની બેન વિમળા સાથેના વિવાહ માટે થોડો પત્રવ્યવહાર થયો હતો. દરેકને આપ્યો હતો તેવો જવાબ મેં એમને આપ્યો હતો; ને માટે જ વિમળા ને રમેશ મને ખોળતાં આવી પહોંચ્યા હતાં.

સ્ત્રી-પછી એ ગમે તે હોય-મા, બેન, દીકરી, પત્ની કે અતિથિ-પણ સ્ત્રીવિહીન ઘરમાં પ્રવેશતાં એ પોતાની હયાતી પૂરતો ઘરનો કબજો લઈ લે છે.

વિમળા સાંજે રસોઇ કરતી હતી ત્યારે રમેશે મને કહ્યુંઃ "દૂર દૂરથી એક બીજાને જોયા વગર લગ્નની વાતો કર્યા કરતાં તમે બંને એક બીજાના વિચારો જાણી લઇ, છેવટનો વિચાર નક્કી કરી નાખો, એ ઠીક છે."

વિમળા મને એના તરફ ખેંચી શકી હતી. એનામાં મિઠાશ હતી. વાતચીતની કલા હતી, ઘરમાંથી થાક ને નિરાશા કાઢી નાખે એટલી ઊર્મિ પણ હતી-ને મને ગમે તેટલી સુંદરતા ય હતી.

છતાં મને લાગતું કે મારામાં અને તેનામાં કંઇક ભિન્નતા છે. થોડા

જ કલાકમાં એણે મારી પેન–પેન્સીલથી માંડી કપડાં સુધીની વસ્તુઓ જોઇ, મેં કટાણું નહોતું કર્યું, છતાં મને એવો ભાસ થયો. મને લાગ્યું કે એનો સ્વદેશપ્રેમ પરદેશ પ્રત્યે ઉદારતા દાખવે તેટલો વિશાળ નથી.

મેં રમેશને કહ્યું. "વિચારો તો રહ્યા–પણ મારી રહેણી જ કદાચ વિમળાને પસંદ નહિ હોય."

રમેશ: "ભિન્ન જીવન જ્યાં એક થાય છે ત્યાં રહેણીની એકતા થતાં શી વાર?"

મારી ધારણા ખરી પડી. વિમળાએ જમતી વખતે ટકોર કરી: "ચૂલા સુધી પ્રવેશેલી આપણી પરાધીનતા એમ સહેજે શી રીતે નીકળે? જર્મનીથી સંચો અને ચપ્પુ આવે ત્યારે દાળ ને શાક થાય."

મેં પૂછ્યું: "પરદેશી વસ્તુઓ જોઈ તમને બહુ દુ:ખ થાય છે, નહિ?"

વિમળાએ સામો પ્રશ્ન કર્યો: "તમને નથી થતું?"

હું જવાબ આપું તે પહેલાં રમેશ બોલ્યો: "એમને દુ:ખ થતું હોય તો એ વસાવે?"

મેં વચ્ચે કહ્યું: "ધારો કે મને દુ:ખ ન થતું હોય તો?"

એના મુખ ઉપર ગ્લાનિની રેખા આવી ને ગઇ. એણે પૂછ્યું: "ખરે જ, તમને સ્વદેશી તરફ પ્રેમ જ નથી?"

મેં કહ્યું: "પ્રેમ જાગે એટલું આકર્ષણ કરવાની એનામાં શક્તિ ન હોય, એમાં મારો શું દોષ?"

વિમળા: "દરેકને પોતાની પત્ની પ્રત્યે પ્રેમ નથી હોતો–પણ ધર્મ એને પરપ્રેમી થતાં રોકે છે. દરેક ઇચ્છે કે પોતાની સ્ત્રી સૌથી સુંદર હોય, તો એ બની શકે એમ તમે માનો છો?"

એની મેળે જવાબ આપી, એ બોલી: "જો એ ન બને તેમ હોય તો–દરેક પોતાની પત્ની મૂકી સુંદરતા જોઇ પરસ્ત્રી પાછળ નાસે, એ ય યોગ્ય તો નથી ને? ધર્મ સમજી જેમ પોતાની સ્ત્રી તરફ વફાદાર રહેવું

એ પતિ–ધર્મ છે, તેમ સ્વદેશીને વફાદાર રહેવું એ દેશવાસીનો ધર્મ છે."

રમેશે વચ્ચે મજાક કરીઃ "વિમુ! જબરો ઝપાટો લગાવ્યો."

વિમળા એ એકદમ શરમાઇ ગઈ હોય તેમ પરસેવો લૂછવાનો ઢોંગ કરી મોંએ હાથ ફેરવી લીધો.

મેં પૂછ્યું: "તમને નથી લાગતું કે આપણા જીવનપ્રવાહ ભિન્ન ભિન્ન વહે છે?"

વિમળાઃ "ભિન્ન પ્રવાહો કંઈ ભેગા ન થાય, એવું તો નથી ને?"

મને લાગ્યું કે એને વિચારમાંથી ફેરવવી સહેલી નથી. તે પછી તો એ બે દિવસ રહી. રમેશની હાજરીમાં અને ગેરહાજરીમાં અમે લગ્ન-સાહિત્ય–સમાજ કે ગમે તે વિષય ઉપર ચર્ચા કરતાં હોય પણ એ એને છેવટ સ્વદેશ તરફ અચૂક ખેંચ્યા વગર ન રહે.

ત્રીજે દિવસ વિદાય થતાં ય મારા મનમાં થયું કે હજુ વધુ રહે તો ઠીક. એ પત્ની હોય તો ઠીક, પણ સ્વદેશીના અખાડામાં કુસ્તી જામ્યા વગર ન રહે.

એક બીજાના છેવટના વિચારો પત્રોથી જાણી લેવાનું નક્કી કરી અમે જુદાં પડયાં. એ ગઇ ત્યારે મને થયું–એ એ સ્ત્રી નંહોતી પણ જીવતી જાગતી ભાવના હતી.

ત્રણ માસ થયા. અમારા બેમાંથી એકે યે પત્ર લખ્યો નહોતો. મારી પસંદગી વિમળા ઉપર ઊતરશે એમ લાગતું હતું. પણ એને હું પસંદ હોઇશ કે નહિ? એણે ગયા પછી કેમ એક પણ પત્ર ન લખ્યો? મેંય કયાં લખ્યો હતો? હું હા પાડું, ને એ કદાચ ના કહે તો? ના કહે તો કેટલું સ્વમાન ઘવાય તે આજે કેટલાંયને ના પાડયા બાદ નિરાશા અનુભવવા વખત તો નહિ આવે?

એવામાં એક બીજી યુવતીએ ધ્યાન ખેંચ્યું. શાન્તિલાલના લગ્નમાં મહાલવાનો નહિ પણ કન્યાઓ જોવા મળશે માની ગયો હતો. લગ્ન

ગોરજ સમયનું હતું એટલે લગ્નવિધિ સાંજનાં પાંચ વાગે ચાલતી હતી. એક બાજુ કન્યાપક્ષનાં, બીજી બાજુ વરપક્ષનાં બૈરાં ગીતોને બ્હાને–જીવનમાં બહુ થોડી સ્વતંત્રતા મળે છે તેનો લાભ લઈ–સામસામી ગાળો ભાંડતાં હતાં. અમે પુરુષો માંયરાની નજીક જાજમ ઉપર બેઠા હતા.

ને જોડેના મકાનમાંથી એક યુવતી નીકળી. સાડી સાધારણ ગુલાબી પહેરી હતી. ગીરદીમાં થઈ જવા સારું જાણે એનું શરીર સંકોચ્યું હોય તેમ હાથ સોડમાં સંતાડયા હતા. ઉંચાઈ ને નીચાઈની રેખાઓ જ્યાં પરસ્પરને મળે એટલી ઊંચી હતી. એના ગોળ મોંમાં પેલી બે આંખો–હીરા ચળકે તેમ ચળકતી હતી. બીડેલા હોઠમાં સખ્તાઈ હતી. એ ગઈ તોય એનાં પગલાંમાંથી સુવાસ આવતી હોય તેમ વાતાવરણ મહેકી રહ્યું હતું.

હજુ એ ફોરમ મહેકતી હતી ત્યાં તો એ પાછી વળી. લગ્ન પ્રસંગે જ્યારે સ્ત્રીઓ આનંદતી હતી ત્યારે એમાં ભાગ લીધા વગર એ ઘરમાં જતી રહી. સ્ત્રીમંડળમાં એ ગઈ હોત તો વીંટીમાં હીરો મઢયો હોય તેમ દીપી ઊઠત !

કોણ હશે એ ?

મારાથી પૂછયા વગર ન રહેવાયું. અંબાલાલને મારા અજ્ઞાન ઉપર આશ્ચર્ય થયું. એણે પૂછ્યું: "ન ઓળખી ?"

"નાતમાં હું આવતો હોઉં ત્યારે ઓળખું ને ?"

"ગઈ કાલની તો હજુ વાત છે."

"શી ?"

"એણે ચોકખું કહી દીધું કે હું એને પરણવાની નથી."

"કોણ સુભદ્રા ?"

અમારી નાતમાં આ સૌથી પહેલો જ પ્રસંગ હતો. છોટાલાલ વકીલની એ પુત્રી–સુભદ્રા. વિવાહ તો નાનપણથી એનો કરી દીધો હતો.

અઢાર વર્ષ તો એણે ભણવાને બ્હાને પરણ્યા વગર કાઢી નાખ્યાં. પણ જ્યારે લગ્ન માથે આવી જ પડયું છે એમ એણે જાણ્યું ત્યારે ચોકખું કહી દીધું: "હું એને પરણવાની નથી."

ન્યાત ખળભળી ઉઠી. સુભદ્રાને લગ્ન સામે બે વાંધા હતા. એક તો ભાવિ પતિ ઉપર ચોરીનો આરોપ સાબીત થયો હતો. બીજો એક વિધવા બ્રાહ્મણી સાથેનો સબંધ કોઇથી અજાણ્યો નહતો. ન્યાતને આમાં વજૂદ ન લાગ્યું. પરણ્યા પછી એવો ધંધો કર્યો હોત તો શું કરત? નાતે સુભદ્રાને દોષિત માની. તોડેલા વિવાહ બદલ હજુ એ ઘરને નાતબહાર મૂકયે બે મહિના થયા હતા.

સુભદ્રાને મેં આજ પહેલવહેલી જોઇ. એજ એનું ઘર. એની સખી આજે પરણતી હતી. પણ એને તો નાતે બહાર કરી હતી એટલે એને જવાનો કયાં હકક હતો?

મારા અંતરમાં એના સૌંદર્ય ભેગી હિંમત જડાઇ ગઇ. પત્ની ઝંખતા હૃદયમાં થયું: "આ પત્ની હોય તો?"

પણ બીજો પ્રશ્ન એ સાથે જ હતો—નાત બહારનો.

મારા અંતરમાં બે સ્ત્રીઓ ભેગી થઈ-વિમળા ને સુભદ્રા. એકનો જીવન સિદ્ધાંત જુદો હતો—બીજાનમાં જોખમ હતું. ને હું કશા ય નિર્ણય ઉપર આવું તે પહેલાં વિમળાનો પત્ર આવ્યો.

"મહાત્માજીએ વાણી સ્વાતંત્ર્ય માટે વ્યક્તિગત સત્યાગ્રહ આરંભ્યો છે, એ તમને કહેવાનું ન હોય. મારું નામ પસંદ થઇ આવી ગયું છે. થોડા વખતમાં તો હું જેલમાં હોઇશ. હાલ તો લગ્નના પ્રશ્નનો વિચાર કરવાનું માંડી વાળ્યું છે. ભવિષ્યની ચિંતા અત્યારે શા સારુ?"

બસ થઈ રહ્યું, વિમળા તરફનું આકર્ષણ ખતમ થયું.

દૂરની જોએલી સુભદ્રાને મળવાનો ગાડીમાં પ્રસંગ આવ્યો, એ મને ઓળખતી હોય તેમ મારા સામું તાકી રહી હતી.

મેં વાતની શરૂઆત કરી: "ઓળખો છો ?"

એના ગોરા મુખમાંથી હાસ્યના ફુવારા ઊડે તેમ એ બોલી ઊઠી: "તમને નહિ, 'ધૂની' ને ઓળખું છું."

સામયિકોમાં હું 'ધૂની'ના તખલ્લુસથી વાતો લખતો હતો અને એના બોલવાથી મને લાગ્યું કે એ મારી વાર્તાઓથી વધુ પરિચિત છે. મને આનંદ થયો. મેં કહ્યું: "ધૂની કરતાં મનહરલાલ જ ઠીક છે."

"ના. ના. ધૂનીને જ હું પહેલેથી ઓળખું છું એટલે એ ઠીક છે." અને એ હસી. મને થયું–જાણે એના જેવું હસતાં બીજાને આવડતું જ ન હોય !

મેંય સામું હસીને કહ્યું: "મારી વાર્તાઓનો બહુ જ અભ્યાસ કર્યો છે કે શું ?"

સુભદ્રા મારા હૃદયના ભાવ વાંચતી હોય તેમ મારા તરફ તાકી રહી. ને બોલી: "પહેલવહેલી 'ધૂની'નું નવું નામ જોઇ એક વાર્તા વાંચી ત્યારથી નિયમિત વાંચ્યા કરું છું. એક વખત નાતનું કોઈ આવ્યું હતું ને વાતચીત થઇ ત્યારે જ 'ધૂની'નું મૂળ નામ જાણ્યું !" ને એ ફરીથી મીઠું હસી.

મેં મારાં વખાણ અટકાવવા વાત બદલી: "તમારી હિંમતનેય મુબારકબાદી આપવી જોઇએ."

જાણ્યા છતાં પૂછતી હોય તેમ એ બોલી: "કેમ ?"

હું બોલ્યો: "એટલી હિંમત બીજું ન કરે. પણ ડાહીમાનું છોરું ગણાતી આપણી જ્ઞાતિ હજુ અઢારમી સદીમાં જીવતી હોય તેમ એની જુની પુરાણી રૂઢિ છોડતી નથી, એય અજબ છે ને ?"

ને એણે અચૂક નિશાન તાક્યું: "એથી અજબ એ નથી કે તમારા જેવા જ્ઞાતિમાં હોવા છતાં કંઇ કરી શકતા નથી ?"

મારા ઉપરનો હુમલો માંડ માંડ ખાળતાં મેં કહ્યું: "મારા જેવો દૂર નોકરી કરતો માણસ શું કરે ?"

"ધારે તો ઘણું કરી શકે." એણે મોં મલકાવ્યું. ને એ બોલીઃ "જવા દોને એ વાત."

જો કે એનો ભાવ તો એ વાત છેડવા જ માગતો હતો. હું ય જાણવા ઇચ્છતો હતો. મેં કહ્યું: "એમ રાખ વાળવાથી તો અગ્નિ મોડા સુધી પ્રજળતો રહેવાનો. એને શાન્ત કરવા રાખ દૂર કર્યે જ છૂટકો."

મેં ધાર્યું ય નહોતું એવો એણે સીધો હુમલો કર્યો: "તમે એ રાખ દૂર કરવા તૈયાર છો ?"

મેં ય સામો જવાબ આપ્યો: "કદાચ હોઉં તો ?"

એ વધુ નિશ્ચયી બની: "કદાચ નહિ, નક્કી કહો."

હું બંધાવા નહોતો માગતો: "એને માટે વિચાર કરવો પડે."

"વિચાર કરીને તો કહેશો ને ?"

"હા." ને મેં પૂછ્યું: "ધારો કે મેં હા પાડી તો ?"

આવા ગંભીર પ્રસંગે ય એ હસી ત્યારે મને લાગ્યું કે જરૂર એને હાસ્ય વર્યું છે. એણે સામો પ્રશ્ન કર્યો: "ધારો કે હું તૈયાર હોઉં તો ?"

એ પ્રસંગ પૂરો થયો. આ ઝાઝી લપમાં તમને નાખ્યા વગર કહી દઉં કે હું અને સુભદ્રા જોડાયાં. સુભદ્રા તે વખતે મારે મન રૂપ અને ગુણમાં આદર્શ પત્ની હતી. લગ્નની પાંખે ઊડી જીવતે સ્વર્ગ માણવાની ભાવનાનાં સ્વપ્ન મળ્યાં ય ખરાં. પણ ગમે તેટલી મજબૂત પાંખો છેવટ ઊડી ઊડીને થાકતી જ હશે ને ? કે મન છેવટ અસંતાપી રહેવા જ સર્જાયું તો નહિ હોય ?

જે વાર્તાઓ સુભદ્રાને દૂર રહ્યાં આકર્ષતી હતી એનાથી જ એ હવે કંટાળી ગઈ. હું લખતો હોઉં ત્યારે જરૂર એ અડચણ કર્યા વગર રહેતી નહિ.. "તમે તો ખરેખર 'ધૂતી' જ છો ! સ્કૂલમાંથી છૂટયા—ટયુશન. એમાંથી

વખત રહ્યો તો વાર્તા કે વાચન ! જાણે ઘરમાં મારું અસ્તિત્વ જ ન હોય !"

ને પહેલાં જે મારી દરેક વાર્તા વાંચ્યાનો દાવો કરતી, એ હવે હું કહેતો તોય ખિજાઇને જવાબ આપતી: "બળી તમારી વાર્તા ! એણે તો મારો જીવ લીધો !"

તમે કહેશો આ તો સુભદ્રાની વાત કરી. પણ તમારી તો કહો. સુભદ્રાના સહજીવન પછી વિમળા તરફ મારું આકર્ષણ રહ્યું નથી. છતાં એક બે વખત મળી ત્યારે મનમાં થએલું તો ખરું: "આ પત્ની હોત તો ?"



# ૧૩ : ઉમાનો કુછંદ !

સ્ત્રીઓની પેલી કહેવત "એણે તો પાંચે આંગળીએ પ્રભુ પૂજ્યા છે" ઉમાને બરાબર બંધબેસતી લાગતી.

ગમે તેવી સંયમી આંખ પણ ઘડીભર વિવેકબુદ્ધિ ખોઇ પલક માર્યા સિવાય ઉમા તરફ તાકી રહેતી. અને જેમ જેમ એના સૌંદર્યનું પાન કરે તેમ તેમ જાણે એમાંથી અમીઝરણાં ન ફૂટતાં હોય ! ને અમી પીતાં કદી કોઇ ધરાયું છે ? એટલે તૃષાતુર દૃષ્ટિને એનાં સૌંદર્યઝરણાં પાસેથી વિમુખ થવું પડતું, ત્યારે મનમાં અતૃપ્તિનો અગ્નિ પ્રજળતો. નર્યા પુરુષો જ નહિ, પણ પોતાના રૂપનો ગર્વ રાખતી ભલભલી રૂપગર્વિતાઓ સુદ્ધાં એની નમણી, ઘાટીલી અને સુરેખ દેહલતા જોઇ નખવતી દાંત ખોતરતી. એ ટાંગામાં બેસતી ત્યારે ઘોડા જેવું અવાચક પ્રાણી એના તેજથી અંજાઇ, એને ખુશ કરી પોતા તરફ આકર્ષવા પોતાની સર્વશક્તિ એકઠી કરી ગાડીને પવનવેગે ઉડાડતું. મોટર જેવી નિર્જીવ સ્વજાતિ પણ ઉમાને એની સોડમાં સંતાડી, એના સામું તાકતી આંખોથી દૂર લઈ જવા ઇચ્છતી હોય તેમ પોતાની છેલ્લી સ્પીડ છોડી મૂકતી. અને એ ચાલતી ત્યારે સ્વયં પૃથ્વી જાણે એની પાનીમાંથી સૌંદર્ય ચૂમતી હોય તેમ પદરજમાંથી સુવાસ મહેકતી. બ્રહ્માએ એક જ જગાએ આટઆટલું રૂપ વર્ષાવ્યું હોવાથી મનમાં શંકા ઊપજતી કે ઉમા સ્વર્ગની શાપિત અપ્સરાનો અવતાર તો નહિ હોય ?

અને એ રૂપ એમ કંઈ વગડામાં નહોતું ઊગ્યું. ઘનશ્યામરાય શેઠ

અને વિજયાગૌરી શેઠાણીના સંસારબાગમાં બીજાં ય ફૂલ ખીલ્યાં અને કરમાયાં હતાં; પણ ઉમા રૂપી જે છેલ્લું સંતાન-ફૂલ ખીલ્યું એવું તો કંઈ હજારો વાડીમાં એક હોય તો ધનભાગ્ય ! અને ઘનશ્યામરાય જેવા માળીના ઘરમાં એવું ફૂલ બમણા વેગથી વિકસે તેવી સાધનસંપત્તિ હતી; રાજનગર મીલના એ મેનેજિંગ એજન્ટ હતા, આઇડિયલ ઇન્સ્યોરન્સ કંપનીના ડાયરેકટર હતા. નવી ઊઘડેલી સહકારી બેંકના ચેરમેન અને જી. કે. એન્ડ સન્સની મુંબઈની એક્ષપોર્ટ અને ઇમ્પોર્ટની કંપનીના ભાગીદાર હતા. સાઘ્રગીમાં અમદાવાદના બે અને મુંબઈનો એક એમ ત્રણ બંગલા હતા. મોટર અને બગી બેય વાહનો ગેરેજમાં કાયમ રહેતાં. અને એને ભેગવનારા પુત્રો અને પુત્રીઓ પણ કુદરતે આપ્યા હતા. શેઠ જો કે મોટી ઉંમરના હતા છતાં સુધારક અને દાની તરીકે જાહેર જીવનમાં જાણીતા હતા. શેઠાણી ધર્મિષ્ઠ છતાં સુધરેલા સમાજમા ભળી જાય તેવા હતાં. ટૂંકમાં કળીમાંથી પૂરબહારમાં ખીલવા માટે કુસુમને જે ખાનપાન જોઈએ તે સર્વ ઉમાને મળ્યું હતું.

વળી પરાગ વિનાના ખાલી પોયણા જેવી ઉમા ન હતી. મિત્રો, સંબંધીઓ અને સહવાસીઓને ઉમાના વર્તનમાં રૂપ કે ધનનો મદ બિલકુલ જણાતો નહિ. એટલે રૂપ અને ગુણની દ્વિવિધ સૌરભ એના સમાજમાં મહેક મહેક થઇ રહેતી.

અને હજુ સોનામાં સુગંધ ભરવાની બાકી હોય તેમ કોલેજનું એનું જીવન પણ એટલું જ યશસ્વી નીવડ્યું. પહેલા વર્ષમાં અઢીસો ઉમેદવારોને હાથતાળી આપી એ જ્યારે પહેલી આવી ત્યારે યુવકો અને યુવતીઓએ એની તારીફ કરવાને બદલે 'પ્રોફેસરો બધા એનાથી અંજાઇ ગયા છે' એવી રસીલી દલીલથી એની બુદ્ધિને ઉતારી પાડી. પણ ઇન્ટરમાં ય એનું સ્થાન કોઇથી ન લેવાયું ત્યારે કોઇ બચાવ રહ્યો જ નહિ. અને વીસમે વર્ષે માન સાથે એ બી. એ. માંથી પસાર થઇ ગઇ.

આમ કુદરતના ચારે ય હાથ એના ઉપર હતા, એય એક વિધિની

આફત હોય તેમ લાગવા માંડયું. એનો સાથી થાય એવો જ્ઞાતિમાં એકે ય યુવક દેખાતો ન હતો, એટલે ઉમાએ મહેન્દ્રની દરખાસ્ત મૂકી ત્યારે માતા-પિતામાંથી કોઈ આંતરજ્ઞાતીય લગ્નનો વિરોધ ન કરી શક્યું.

મહેન્દ્ર એટલે ગુજરાતનો લાડીલો સાહિત્યકાર. એનાં કાવ્યો અને વાર્તાઓએ જનતા ઘેલી બની હતી. સત્તાવીસ વર્ષની નાની ઉંમરના કોઈ સાહિત્યકારને યુનિવર્સિટીએ જો વ્યાખ્યાન આપવા આમંત્રણ આપી માન આપ્યું હોય તો એકલા મહેન્દ્રને: એના 'વીણા' કાવ્યસંગ્રહની કદર હિન્દની ભાષાઓમાં એ સાલના સર્વશ્રેષ્ઠ ગ્રંથ તરીકે થઈ સુવર્ણ ચંદ્રક એને મળ્યો હતો. જાહેર જીવનમાં પણ એનું સ્થાન એટલું જ મોખરે હતું ગુજરાતના પાટનગરની સ્થાનિક સંસ્થા મ્યુનિસિપાલિટીનો એ ઉપ-પ્રમુખ હતો. રાજદ્વારી લડતમાં એ વખતનો ટૂંકો કારાવાસ પણ ભોગવ્યો હતો. જુવાન છતાં એની વકીલાત એટલી ધીખતી ચાલતી હતી કે એની ઓફિસ હંમેશાં અસીલોથી ભરાએલી જ રહેતી.

એનું કોલેજજીવન પણ સર્વવિધ પ્રવૃત્તિઓથી ભરચક હતું. અભ્યાસમાં એ કોઈને આગળ જવા ન દેતો; ક્રિકેટર અને બોલર તરીકે પણ એની હોશિયારી વખણાતી; કોલેજ મેગેઝીનનો ઉપતંત્રી અને ડાય-લોગ કમિટીનું મંત્રીપદ પણ એ શોભાવતો. બી. એ. થયા પછી એ એક વર્ષ ફેલો નિમાયો હતો. એના મુખ ઉપરની કાંતિ જ એની પ્રતિભાને તરત કહી આપતી.

બાવીસ વર્ષે એ એલએલ. બી. થઈને નીકળ્યો ત્યાં સુધીમાં તો એ પાંચ કોલેજયુવતીઓએ એના પ્રેમની માગણી કરી હતી અને મનમાં ને મનમાં એના ઉપર પ્રેમ વર્ષાવતી કેટલી યુવતીઓ હશે તેની કોણ ગણત્રી કરે ?

પણ કીર્તિને ઇચ્છતા મહેન્દ્રે લગ્નને દૂર ને દૂર હડસેલ્યે રાખ્યું. અને સત્તાવીસ વર્ષની ઉમરે તો એ ગુજરાતના સાહિત્યાકાશમાંના થોડા તેજસ્વી તારાઓમાં પોતાનું સ્થાન મેળવી ચૂકયો હતો.

એ મહેન્દ્ર સાથે ઉમા લગ્નગ્રંથીથી જોડાઈ ત્યારે દરેકના મોંમાંથી એક જ વાકય નીકળ્યું: "એણે ભગવાનને પાંચે ય આંગળીએ પૂજેલા, નહિ તો આવું જુગતે જોડું કયાંથી મળે?"

(૨)

લગ્નજીવનના બીજે દિવસે કૃષ્ણ ટોકીઝમાં 'નયા સંસાર' શરૂ થયું. ઉમાની દરખાસ્તને માન્ય રાખી મહેન્દ્રે બીજા શોમાં જવાનું નક્કી કર્યું હતું. રીઝર્વ જગ્યા કરાવવા નોકર જઈ આવ્યો ત્યારે તો ઉમાના હૃદયનું સારું ય ઊર્મિતંત્ર પ્રફુલ્લિત થઇ ગયું. મેનેજરે કહ્યું: "આગળથી ખબર આપી મીઠી મશ્કરી તો નથી કરતા ને? એમને માટે તો ટોકીઝ કાયમ ખુલ્લી છે. અને તેમાં ય આજ તો મહેન્દ્ર-ઉમા પધારવાનાં ત્યાં ખબરની શી જરૂર હતી?"

પતિની કીર્તિને હૃદયમાં રમાડતી એ મનમાં ને મનમાં ફુલાતી હતી એમાં નોકરે વધુ ઉમેર્યું: "ને એમણે સેક્રેટરીને સૂચના આપી: સાંજના ફૂલહાર લાવી મૂકજો. નવદંપતીને સત્કારવાનું માન સૌ પહેલું આપણને મળે એ ઓછું સૌભાગ્ય નથી."

અને ઉમાને આ કંઇ નવો અનુભવ ન હતો છતાં એની કલ્પના ઊડી. ફીલ્મ જોવા આવેલા પ્રેક્ષકો જગા માટે પડાપડી કરતા હશે ત્યારે મોટરનું હોર્ન વાગતાં મેનેજર સ્ટાફ સાથે સત્કાર કરવા ઝાંપે આવશે; ત્યારે લોકોની આંખો ઘડીભર ફીલ્મ ભૂલી પોતા તરફ કુતૂહલથી જોઈ રહેશે. અને સત્કારને સસ્મિત વધાવી પોતે થીએટરમાં પગ મૂકશે ત્યારે આવેલાં દંપતીઓને પોતાના ખ્યાતિવિહીન જીવનનો ડંખ લાગ્યા વિના નહિ રહે.

એ કલ્પનામાં અને કલ્પનામાં પાંચ થયા એટલે એ મહેન્દ્રની વાટ જોવા લાગી. અને એણે આંગણામાં પગ મૂકયો ત્યારે ઉમાનું હૃદય નાચી ઊઠયું.

કોટને ઉતારતાં ઉમાના આશાતુર નયન તરફ જોઇ મહેન્દ્રે કહ્યુંઃ "ઉમા ! દિલગીર છું. મારાથી આજે ટોકીઝમાં ન આવી શકાય."

"હેં !" કોઇ આત્મિકના અવસાનનો તાર આવે તેમ ઉમાને આઘાત થયો.

મહેન્દ્રે કારણ જણાવવા માંડયુંઃ "કલબમાં આજે પાર્ટી છે. ઇન્વીટેશન તો આવી ગયું હતું; પણ બધી ધમાલમાં એ વાત તો ભૂલી જ ગયો. મેં કોર્ટમાં મિત્રોને કહી તો જોયું કે મારાથી ન આવી શકાય. પણ કારણ પૂછયા વગર સર્વ ખૂબ હસ્યા. મેં કહ્યુંઃ તમે લોકો કારણ જાણ્યા વગર શું હસીને વાત ઉડાવી દો છો ? ત્યારે સુરેન્દ્રે મજાકમાં કહ્યુંઃ 'મી. મહેન્દ્ર ! આપ જ કોઇ કલબમાં ગેરહાજર રહેતું ત્યારે શું કહેતા, ખબર છે !' હું જવાબ આપું તે પહેલાં વિનોદે કહ્યુંઃ "હવે એને શાનું યાદ રહે ? કેમ મિસ્ટર ! મિસીસે રજા નામંજૂર કરી હતી કે શું ?" અને ફરીથી વકીલ-રૂમ હાસ્યના પડઘા પાડી રહી એટલે નરેન્દ્રે કહ્યુંઃ 'આજથી જ મીસીસ રજા મંજૂર નથી કરતાં તો હજુ તો પારોરામાં પહેલી પૂણી.' "

ઉમાના પડી ગયેલા મુખને ઊંચું કરતાં મહેન્દ્રે કહ્યુંઃ "ઉમા ! બીજાની મશ્કરી કરવામાં શૂરો હું, તું જ કહે, શું કહું ? ખોટું બહાનું કાઢું પણ એ લોકો માને જ નહિ. એટલે મેં ન છૂટકે કહ્યુંઃ મહેરબાન ! એ તો હું તમને અમસ્તો કહેતો હતો. ગેરહાજર રહ્યા પછી ટીકા કરી હોત તો લેખે લાગત."

ઉમા સોફા ઉપર ફસડાઇ પડી એટલે તેને મનાવતો હોય તેમ મહેન્દ્ર પાસે બેસીને બોલ્યોઃ "એમાં દિલગીર થવા જેવું શું છે ? જોવા તો કાલેય જવાશે, પણ જો પાર્ટીમાં ગેરહાજર રહું તો એ લોકોને કાયમ મશ્કરી કરવાનું કારણ મળી જાય."

અને મહેન્દ્ર એને સોફા ઉપર શાંતિથી પડી રહેવા દઇ જવાની તૈયારીમાં પડયો. જતી વખતે એણે કહ્યુંઃ "ઉમા ! તું તારે જમી લેજે.

હું દશ વાગતાં સુધીમાં તો આવી જઈશ. વળી પાછો ભૂલી ગયો. કાલે ય સિનેમામાં નહિ જઈ શકાય. એ તો હમણાં યાદ આવ્યું. 'હાસ્ય-વિનોદ'ની કાલે સોસાયટીમાં સભા છે, ત્યાં જવું પડશે. માટે પરમ દિવસે ચોકકસ અને એ દિવસ વહેલું મોડું થશે તો પણ કયાં ફીલ્મ હમણાં બંધ થવાની છે કે એની ચિંતા કરવી ?"

અને એ દાદરનાં પગથિયાં ઉતર્યો ત્યારે ઉમા કલ્પનામાં વિહરતી હતી.

●

સર ચિમનલાલ દેસાઈને સરકાર તરફથી 'સર'નો ઇલ્કાબ મળ્યો તેના માનમાં 'મિલ ઓનર્સ એસોસિએશન' તરફથી 'ગ્રાન્ડ ઇન્ડિયન લોજ'માં ભોજન સમારંભ ગોઠવ્યો હતો. એનાં આમંત્રિત સ્ત્રીપુરુષો એટલે પાટ-નગરનાં ધનપતિઓ, પણ મહેન્દ્રને એમાં બીજી દૃષ્ટિથી આમંત્રણ મળ્યું હતું. એ પ્રસંગે ભાષણ કરવું એટલે પોતાની ભાષાનો સર ચિમનલાલના ગુણગાનમાં વાણીવિલાસ કરવો, એટલો જ એનો મૂળ અર્થ થતો હતો.

પણ ઉમાને આમંત્રણ મળતાં પોતાની સાથે ભણતી સુલતા યાદ આવી. એ ત્રણ મિલના માલિક પીસ્તાલીશ વર્ષની ઉંમરના જુગલકિશોરને પરણી હતી. સ્વેચ્છાએ કરેલા એ લગ્નની ઉમાએ તે વખતે ટકોર કરી હતી: "સુલતા ! ખોળી ખોળીને છેવટ આ જ શોધી કાઢયા ?"

પણ જ્ઞાતિમાં એકેય યુવક એટલો પ્રતિભાસંપન્ન ન હતો એટલે સુલતાએ એનો જવાબ આપ્યો: "હવે તું કેવો ખોળી કાઢે છે તે હું જોઈશ ને ?"

ઉમાએ તે વખતે તો કંઈ જવાબ નહોતો આપ્યો, પણ વગર બોલ્યે જવાબ આપવાનો આ અવસર હતો. સમારંભ વખતે પોતે વકતાઓના સ્ટેજ પર પોતાના લાડીલા મહેન્દ્ર સાથે એની ટકોરનો જવાબ આપતી બેઠી હશે ત્યારે સુલતા આધેડ શેઠની સોડમાં કાગડાની કોટે રત્ન શોભે તેમ જણાતી હશે.

આમંત્રણ આપનાર સદ્‌ગૃહસ્થ ગયા એટલે મહેન્દ્રે કહ્યું: "શું જોઇને લોકો આવી ઇચ્છા રાખતા હશે?"

ઉમા: "શાની?"

મહેન્દ્ર: "આ ના સાંભળ્યું? કહે છે કે તમે તે વખતે સર સાહેબનાં થોડાં વખાણ કરજો. જાણે મેં ભાટાઈ કરવા કલમ પકડી હોય તેમ."

ઉમા: "પણ કહે એટલે બે શબ્દો બોલવા તો પડે જ ને?"

મહેન્દ્ર: "પણ હું શું બોલું? સરનો ઇલ્કાબ મળ્યો તેમાં મને વાંધો નથી. પણ જેણે પ્રજાના હકકોના ભોગે સરકારના કુહાડાનો હાથો થવા સિવાય કંઇ કામ કર્યું નથી એવા 'સર'ના માનમાં બોલું એટલે લોકો મારા ઉપર ટીકા કર્યા વગર રહે? એમના મનમાં તો જાણે આવું મોટું માન મળતાં હું એમનાં ગુણગાન કરી ભાટાઇ કરીશ. પણ મેં તો જ્યારથી કલમ પકડી કે જાહેરમાં બોલવા માંડયું છે ત્યારથી કોઇની ખોટી શેહમાં તણાઇ સત્ય જાણ્યા છતાં અસત્ય ઢાંકવા પ્રયત્ન કર્યો નથી. ખુદ ગવર્નરના માનમાં સેશન્સ જજની કોર્ટમાં ચાપાણીની પાર્ટી રાખી ત્યારે મને ખાનગીમાં આભારવચન બોલવા કહ્યું હતું, છતાં ના પાડી હતી તો આ તે શી વિસાતમાં?"

ઉમા: "એટલે નહિ જાવ?"

મહેન્દ્ર; "તું જ કહે ને, કેવી રીતે જઇ શકાય?"

અને ઉમાની કલ્પના જન્મી એવી જ મરી ગઇ.



ઘનશ્યામરાયના વંશવેલાને એક નવો ફણગો ફૂટયો હતો. એમના મોટા પુત્રને ઘેર બબ્બે પુત્રી પછી પુત્રનો જન્મ થયો હતો. અને એ શુભ પ્રસંગ નિમિત્તે આજે આઠ વાગે સ્નેહીઓની ભોજનપાર્ટી હતી.

ઉમા સવારની આવી હતી. મહેન્દ્રે કોર્ટમાંથી બારોબાર આવવાનું જણાવ્યું હતું. છ વાગ્યા છતાં મહેન્દ્ર ન આવ્યો એટલે ઉમાને એની

સખીઓ પૂછવા લાગી.

પહેલી: "કેમ હજુ તમારા વકીલ સાહેબ જણાતા નથી?"

બીજી: "એ તો કંઈ સાધારણ માણસ છે? વખતસર આવવાના."

ત્રીજી: "પણ આવા શુભ પ્રસંગેય બેઘડી વહેલા ન અવાય?"

ચોથી: "એ તો એમની બંને વચ્ચે જેવો પ્રેમ. નહિ ઉમા?"

ઉમા: "તે મને શું પૂછે છે? પૂછજે ને એમને?"

પહેલી: "એમની જોડે વાત કરીશું ત્યારે તને ખોટું લાગશે."

ઉમા: "કાયમ એમની સાથે રહો તોય મને ખોટું નહિ લાગે. ઊલટી તમે જ થાકીને નાસી જશો."

બીજી: "માટે જ તું નાસતી ફરે છે, નહિ?"

ઉમા: "એ તો જેમ ગણો તેમ."

વાર્તાવિનોદ બંધ કરી સર્વ વખત થવાથી સમારંભમાં ગોઠવાઇ ગયાં. આઠ થઇ ગયા હતા પણ મહેન્દ્ર આવ્યો ન હતો. પંદર મિનિટ સુધી ઘનસ્યામરાય કંઇ ન બોલ્યા. પણ પછી તેમના ઉતાવળિયા સ્વભાવને જંપ ન વળ્યો: "પાંચ વાગે કોર્ટમાંથી બારોબાર અહીં આવ્યા હોત તો શું બગડી જાય?"

ઉમાની સખી લાગ જોઇ બોલી: "તો એમને કેટલે વાગે આવવાનું કહ્યું હતું?"

એના એ સ્વરે શેઠ બોલ્યા: "એ તો ઉમા જાણે."

સખી: "ઉમા! તું તો કંઈ બોલતી જ નથી, પછી બધાં ક્યાં સુધી રાહ જુએ?"

ઉમા એના તરફ ખોટો રોષ કરી જાણે કહેતી ન હોય: 'બેસને હવે છાનીમાની, ડહાપણ કર્યા વગર.' અને એણે કહ્યું: "કોર્ટમાંથી બારોબાર જ આવવાના હતા."

બીજી સખીઃ "ત્યારે તો રસ્તામાં ભૂલા પડયા કે શું ?

ઉમાને આ પ્રસંગે બોલવાનો અવકાશ ન હતો. એણે કહ્યું: "તે એમની રાહ જોવાની શી જરૂર છે? એમને સો ધંધા એટલે કંઇ જાગ્યું હશે."

પોતાના શુભ પ્રસંગ કરતાં વિશેષ મહત્વનું કોઈ કામ હોય જ નહિ એમ માનતા શેઠ બોલ્યાઃ "કામ તો એ એકલા જ કરે છે કે બીજા કરતા હશે?......"

અને એ આગળ બોલે તે પહેલાં ત્રીજી સખી બોલીઃ "કામ તે કંઇ સાથે આવતું હશે? આવા પ્રસંગે ન આવે તો પછી અમસ્તા તો આવે જ શાના?"

છેવટ પા કલાક રાહ જોઇ સમારંભ શરૂ કર્યો. પણ પિતાના સ્વભાવને ઓળખતી ઉમા સમજી ગઈ હતી કે જમણવારના પ્રસંગે પોતાનું કોઇ સ્નેહી ન આવે તે પિતાજીના મગજમાંથી કદી ભુલાતું નથી. એમનો સ્વભાવ જમાડવામાં એવો દિલાવર હતો કે માંદગી પ્રસંગે કોઈ જોવા ન આવે તેના કરતાં આવે પ્રસંગે ન આવે તેથી એમને વધારે માઠું લાગતું.

એટલે બીજે દિવસે સવારમાં ઘેર જતાં ઉમાએ કહ્યું: "તમે આવો તે શું સ્વભાવ રાખો છો? મને બહાનાં કાઢી ઠેલો તે તો જાણે નભે, પરંતુ કાલે પિતાજીને કેટલું ખોટું લાગ્યું તેની ખબર છે?"

મહેન્દ્રે વાત સાંભળી લીધા પછી કહ્યું: "પણ કારણ જાણ્યા વગર ખોટું લગાડવું એ તે કંઇ રીત કહેવાતી હશે?"

ઉમાઃ "તમારે વળી કયે દિવસ કારણ નથી હોતું? આવે પ્રસંગે ન આવો એટલે ગમે તે હોય પણ ખોટું તો લાગે જ."

મહેન્દ્રઃ "પણ બે કાર્ય સાથે કરવાનાં હોય ત્યારે જે અગત્યનું હોય તે કરવું કે જમવાનું?"

ઉમાઃ "પણ શું કામ હતું તે તો કહેશો કે નહિ?"

મહેન્દ્ર: "તું સાંભળે ત્યારે ને? હુલ્લડની નુકસાનીનો સત્તર લાખનો ખર્ચ સરકારે પ્રજા ઉપર નાખવાનું નક્કી કર્યું છે. અને પાણી ઉપર દોઢો વેરો લઈ મ્યુનિસિપાલિટી ઉઘરાવી આપે એવો હુકમ હતો, એ તો તું જાણે છે ને?"

ઉમા: "એ તો મ્યુ.એ ન ઉઘરાવી આપવાનો ઠરાવ કર્યો છે. પછી એનું શું છે?"

મહેન્દ્ર: "બીજું, લડાઇની સામાન્ય સંરક્ષણ તૈયારી રૂપે અંધારપીછોડામાં તથા એ. આર. પી.માં સહકાર આપવા પણ મ્યુ.એ ના પાડી હતી. એટલે ગવર્નરનો તાર હતો કે ચોવીસ કલાકમાં એ બાબતનો છેલ્લો નિર્ણય કરી જણાવો જેથી સરકારને આગળ પગલાં લેતાં સૂઝ પડે. તેથી મ્યુ.ની પાંચ વાગ્યે ઓચિંતી સભા બોલાવવી પડી. રાત્રે દશ વાગ્યા પછી ત્યાં આવું તેનો શો અર્થ?"

મૂળ વાતને ભૂલી જતાં ઉમાએ કહ્યું: "તે પછી શો નિર્ણય કર્યો?"

મહેન્દ્ર: "મૂળ ઠરાવ જ કાયમ રહ્યો."

કામની અગત્ય સમજતાં ઉમાએ કહ્યું: "પણ એવું હતું તો ફોન કર્યો હોત તો બધાંને નિરાંત ને?"

બોચી ખંજવાળતાં મહેન્દ્રે કહ્યું: "એ તો હું ભૂલી જ ગયો."

રોષનો ભાવ લાવતાં ઉમા બોલી: "તે હું ક્યાં નથી જાણતી કે તમારા કામ વિનાનાં બધાં કામ તમે ભૂલી જ જાઓ છો? પણ તમે સાંજના પિતાજી પાસે જતા આવજો એટલે એમને જરા સારું લગે."

'સારું' કહેવા જતાં જતાં મહેન્દ્રને કંઇ સાંભરી આવ્યું એટલે એણે કહ્યું: "આજ તો નહિ જઇ શકાય. સાંજે કોંગ્રેસ હાઉસમાં સરદારે ભાવી કાર્યક્રમની રૂપરેખા જણાવવા સભા રાખી છે, એટલે કોર્ટમાંથી તો ત્યાં જવું પડશે."

ઉમાએ રોષમાં કહ્યું: "સારું. તમારે ફાવે તેમ કરજો ને!"

મહેન્દ્ર: "અમસ્તી અકળાય છે શું કામ? આજે કંઇ એટલી બધી અગત્ય છે? કાલ જઇ આવીશ!"

ઉમા શું બોલે?



કોર્ટમાંથી આવતાં મહેન્દ્રને 'ભારત'ના તંત્રીનો અત્યાગ્રહ યાદ આવ્યો.

"ગમે તેમ કરો સાહેબ, પણ 'દીપોત્સવી અંક' માટે લેખ આપ્યા વગર છૂટકો નથી."

"પણ......?"

"આપની પ્રવૃત્તિઓ મારી અજાણી નથી. પણ છતાં તમારા જેવાને માટે મારી માગણી વધારે પડતી નથી."

અને મહેન્દ્ર આનાકાની કરે તે પહેલાં એમણે છેલ્લી ચેતવણી આપી: "જુઓ, સાહેબ! કાલ સવારે હું આપને બંગલે જ આવીશ, તે ખાલી હાથે પાછો જવાનો જ નથી."

એટલે ઘેર આવતાં જ મહેન્દ્રે કહ્યું: "ઉમા! એવો સરસ કડક ચા પા કે એક નમૂનેદાર નવલિકા લખી નાખું."

અને ચા તૈયાર થાય તે પહેલાં એણે પોતાની પાસે ચાલતા અસીલના કેસ ઉપરથી વાર્તાની શરૂઆત કરી દીધી. પણ ચાલુ થયેલી કલમને ઠંડી થતી ચા તરફ ધ્યાન આપવા જેટલી ફુરસદ ન હતી.

થાકીને ઉમાએ કહ્યું: "આ ચામાં પછી શો ભલીવાર રહેશે?"

પણ એક વખત ઊપડેલું મગજ–એન્જીન ઠંડું ન પડી જાય માટે 'થાય છે' તેવો માથું હલાવી જવાબ આપી, એણે એક પ્લૉટ પૂરો કર્યો ત્યારે જ માથું ઊંચું કર્યું.

ચા પી ફરી કલમ પકડે તે પહેલાં વિનોદ આવી પહોંચ્યો. અને

ટેબલ પરની પેનને લઈ લેતાં એ બોલ્યો: "એટલી વારમાં પાછો લખવા બેસી ગયો? એણે આપણી સગવડે આજ પ્રોગ્રામ રાખ્યો ને તું તો પાછો બીજો ધંધો લઇ બેઠો."

મહેન્દ્ર: "શું કરું ત્યારે? ચંદ્રકાન્તને ઘણું ય કહ્યું કે મારાથી નહિ બને. પણ તંત્રીઓ એમ માને ત્યારે શું જોઇએ છે? એમણે તો નોટિસ આપી છે કે સવારમાં હું જાતે આવીશ પણ લેખ લીધા વગર છોડવાનો નથી."

લખવાનો વખત બતાવતાં વિનોદે કહ્યું: "રાત આખી હજુ વચ્ચે છે ને? આપણે તો લગભગ સાડાઆઠ સુધીમાં આવી જઇશું."

અને રાત્રે નવ વાગે એ ટેબલ ઉપર લખવા બેઠો ત્યારે ઉમા કંઇ બોલ્યા વગર સોફામાં પડી પડી વાંચ્યા કરતી હતી. વાંચતાં વાંચતાં એ ત્યાં જ ઊંઘી ગઇ. એની આંખ ઊઘડી ત્યારે સાડાદસ થયા હતા એટલે એ બોલી: "હજુ શું લખ લખ કરો છો? અધૂરું હોય તો કાલે લખજો."

પણ પાત્રસૃષ્ટિ જન્માવતાં આ બ્રહ્માજીને જીવંત પાત્રની ઓછી કલ્પના આવતી. અને ન છૂટકે જવાબ મળતો: "તું તારે સૂઇ જાને. મારે હજુ કલાકેક લાગશે."

અને એ કયારે સૂતા એ ઉમાને ખબર પણ પડી નહિ.



મહેન્દ્રને કલકત્તા વિશ્વવિદ્યાલયે 'ગુજરાતી સાહિત્યનો વિકાસ' એ વિષય ઉપર ત્રણ વ્યાખ્યાનો આપવાનું નિમંત્રણ આપ્યું ત્યારે એમનો હર્ષ માતો ન હતો. અને એની તૈયારીમાં બિમાર ઉમાની તપાસ લેવા જેટલો ય એમની પાસે વખત ન હતો. છેલ્લા પંદર દિવસ તો એમણે કોર્ટમાં જવાનું પણ માંડી વાળ્યું હતું.

ઉમા બહુ કહેતી ત્યારે એ જવાબ આપતા: "હું કોઇ ડોકટર છું કે મટાડી દઉં? દવાખાને ના જવું હોય તો ડોકટરને અહીં બોલાવો. તમે

સ્ત્રીઓ બહાર સમાનતાની વાતો કરો ને ઘરમાં તમારો બોજો પુરુષો ઉપર નાખવાની વૃત્તિ સેવો છો, એ કયી જાતની નીતિ ?"

અને તે વખતે લાગણી થઇ આવી હોય તેમ નોકરને ડૉકટરને બોલાવી લાવવાનો હુકમ કર્યો. સ્વાસ્થ્યનો નિયમ સમજાવતાં શિખામણ આપી: "ખાવાપીવામાં નિયમિતતા અને થોડું થોડું ફરવાનું રાખો, એટલે આરામ થઇ જશે." અને એટલું કહી તે પોતાના અધ્યયન ખંડમાં ચાલ્યા જાય, તે ભલા હોય તો ડૉકટર તપાસે છતાં એ બાજુ ન જણાય.

ઉમાને એવી ને એવી મૂકી એ કલકત્તા ઊપડી ગયા. એમના ભાષણોની કટારો ને કટારો એમના ફોટા સાથે વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થઇ. ગુજરાતી ભાષાની એમણે જે વકીલાત કરી તેથી એમની વિદ્વત્તા, અભ્યાસ અને રજુઆત તારીફ પામ્યાં.

ભાષણોની પુર્ણાહુતિ વખતે ઉપસંહારમાં પ્રમુખસ્થાનેથી સર મન્મથ મુકરજીએ એમનો આભાર માનતાં કહ્યું: "મિ. મહેન્દ્રકુમારે પત્નીની માંદગીના પ્રતિકૂળ સંજોગોમાં જે ભાષણો તૈયાર કર્યાં, તે ખરેખર એમની કર્તવ્યનિષ્ઠાને માટે અભિનંદનીય છે. અને એવી પરિસ્થિતિમા આટલા દિવસ અહીં રોકાઇ એમણે પોતાની વિદ્વત્તાનો લાભ જનતાને આપ્યો છે, તેનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે."

પણ કર્તવ્યનિષ્ઠાને માટે અભિનંદન આપતા પ્રમુખસાહેબને પણ એમની પત્ની તરફની અકર્તવ્યનિષ્ઠા ન જણાઈ, એ આજના જાહેરજીવનમાં પડેલા પુરુષો માટે નવાઇની વાત નથી.

ઘેર આવ્યા બાદ ઉમાની તબિયતના સમાચારને બદલે પ્રથમ પોતાની કીર્તિનાં વખાણ સૂઝયાં: "આખું કલકત્તા ગાંડું બનાવી દીધું. ત્યાંના સાહિત્યકારોને પણ કબૂલ કરવું પડયું કે ગુજરાતી સાહિત્યનો વિકાસ ટાગોર અને શરદબાબુ બાદ કરતાં સહેજ પણ ઊતરતો નથી."

અને એ વખાણમાંથી ઊંચા આવી ઉમાની તબિયતના સમાચાર પૂછે તે પહેલાં એમના આગમનની ખબર પડતાં વર્તમાનપત્રોના ખબર-

પત્રીઓ એમની યાદગાર મુસાફરીનાં સંસ્મરણો મેળવવા આવી પહોંચ્યા. ઉમા એમાંથી બચવા નીચે ચાલી ગઇ.

એમની ગુજરાતી ભાષાની વકીલાત સાંભળી વચ્ચે વચ્ચે ખબર-પત્રીઓના હર્ષનાદો સંભળાતા હતા.

'શાબાશ!' 'સરસ દલીલ!' 'ખરું છે–ટાગોર અને શરદ્બાબુ બાદ કરતાં બંગાળી સાહિત્યમાં શું છે?' 'આપની જગાએ બીજા કોઈ હોત તો આટલા સફળ ન થાત!' 'રાજકારણમાં તો ગુજરાત મોખરે છે. અને સાહિત્યમાં આપના જેવા પ્રતિભાસંપન્ન સાહિત્યકાર ગુજરાતને મળ્યા છે એટલે આપણું સાહિત્ય થોડા વખતમાં સર્વશ્રેષ્ઠ થયું માનો ને.' 'ગુજરાતની અસ્મિતા કંઇ જેવી તેવી નથી.'

અને જતી વખતે ઉમા બગીચામાં ફરતી હતી તેને એમણે સસ્મિત કહ્યું: "માફ કરજો–આપની વાતચીતમાં અમે ખલેલ પહોંચાડી તેથી."

છેક રાત્રે જાણે નવરા થઇ ઉમાની કાળજી લેતા હોય તેમ બોલ્યા: "ઉમા, તને આવી મૂકીને જતાં મારો જીવ કચવાતો હતો, પણ છેક છેલ્લી ઘડીએ ના પાડું તે કેવું અસભ્ય કહેવાય? અને જે લોક રાહ જોઇ રહ્યા હોય તે કેટલા નિરાશ થાય?"

ઉમાથી નાછૂટકે કહેવાઇ ગયું. "ખરું છે! જેમના સ્વપ્નામાંય દર્શન કર્યાં નથી એ નિરાશ થાય એ બહુ જ દુ:ખદ! ઉમા તો ઘરની રહી એટલે વાંધો નહિ."

મહેન્દ્રે હસતાં કહ્યું: "તું ય કેળવણી લીધા છતાં ફરજ ન સમજે તો પછી બીજાને તો શું કહેવાય?"

ઉમા: "ફરજની ખોટી દલીલ ન કરશો. એમ કહો કે તમને મારા કરતા કીર્તિની વધારે પડી છે."

"ધાર કે એમ હોય તો ય મારી ખ્યાતિમાં તારો ય ભાગ છે ને?"

"ઊલટો એણે તો મારો ય હકક છીનવી લીધો છે."

"એટલે ?"

"તમે જાણો. માનસશાસ્ત્રનો ઊંડો અભ્યાસ કરો છો ને મને શું પૂછો છો ? પણ એમ કહો ને કે તમારે મારે મોંએ સાંભળવું છે ?"

"જાણતો હોઈશ છતાં સાંભળવામાં શું બગડી જવાનું છે ?"

"તમે-પુરુષો એમ માનો છો કે આજની ભણેલી સ્ત્રીનું હૃદય પ્રાકૃત સ્ત્રીના હૃદય કરતાં જુદું હોય છે. પણ સ્ત્રીનું હૃદય જગતમાં કોઈ બદલી શકતું નથી, ભલે એનું જીવન તદ્દન ફરી ગયેલું દેખાતું હોય તો પણ." ઉમાએ પોતાના હૃદયની મૂળ વાત કરી.

મહેન્દ્રઃ "એટલે આ યુગની સ્ત્રી પણ પતિને ઘરમાં ગોંધી મૂકવાની વૃત્તિ સેવે છે ?"

ઉમાઃ "તમે આજની સ્ત્રી પાસે શી આશા રાખો છો ? પતિ ઘર સાથે લોજ જેવો સંબંધ રાખે અને તે નિભાવી લે તેને તમે પ્રગતિ માનો છો ?"

મહેન્દ્રઃ "શું હું એવો સંબંધ રાખું છું ?"

ઉમાઃ "એ તો તમે જાણો. ઘરમાં બારેય ઘડી રહો છતાં તમારા કામમાંથી ઊંચા ન આવતા હો તો રહ્યા ના રહ્યા, એ સરખું જ કે બીજું ?"

મહેન્દ્રઃ "ઉમા ! આ તારી ખોટી વિચારસરણી છે. આજના પ્રગતિ-યુગમાં કોઈ પણ બુદ્ધિશાળી પોતાનું જીવન ઘરમાં ગોંધી–જંગલના ફૂલની માફક એની સુવાસ જનતામાં ફેલાવ્યા વગર–અજ્ઞાત જન્મની માફક અજ્ઞાત મરણ તો ન ઇચ્છે. અને તારા જેવી બુદ્ધિશાળી સ્ત્રી સમાજમાં આજે સહેજે મળે તેવું જાહેરજીવનનું સ્થાન મેળવવા કેમ નહિ ઇચ્છતી હોય એ જ મને તો નથી સમજાતું."

મહેન્દ્રને સારી રીતે ઓળખી ગયેલી ઉમાએ દલીલ ન કરતાં પ્રવાહ બદલ્યોઃ "હું જાહેર જીવનમાં પડું તો તમે વધારે ખુશી થાવ એ હું જાણું.

છું. આથમતા યુગના પુરુષો પોતાના ધનનું પ્રદર્શન સ્ત્રીના અંગ પર ઘરેણાં લાદી કરતા હતા-કરે છે, ત્યારે ઊગતો યુગ પોતાની વિદ્વત્તા એના નામે ચઢાવી દેખાવ કરે છે. આજનાં કેટલાં પત્રો ઉપર તંત્રીઓ તરીકે પતિપત્નીનાં નામ નજરે પડે છે. એય એક જાતનો દેખાવ કે બીજું?"

મહેન્દ્ર: "પણ તારામાં તો એ શકિત છે માટે કહું છું."

ઉમા: "એના કરતાં તમને એ ગમે છે માટે કહો છો, એમ કહો."

મહેન્દ્ર: "ગમે તેમ, પણ એક વખત એમાં પડી તો જો. પછી તને જ એમાંથી નીકળવાનું મન નહિ થાય. શરીરની-તબિયતની કાયમ બૂમ પાડયા કરે છે તે સુધરી ન જાય તો મને કહેજે."

ઉમા: "એ જ રામબાણ દવા હોય તો અમસ્તા દવાના પૈસા શું કામ બગાડો છો?"



બે વર્ષના પત્નીજીવન પછી ઉમાએ દિશા બદલી. એ પોતે જાહેર જીવનમાં ભાગ લેવા લાગી. ભગિની સમાજ, વિકાસગૃહ અને મહિલાશ્રમ એ એના કાર્યનાં મુખ્ય અંગ બની રહ્યાં. વ્યાસપીઠ ઉપરથી એ સ્ત્રીઓના હક્ક વિષે ભાષણ આપવા લાગી. વર્તમાનપત્રોમાં એ વિષયના લેખો પ્રસિદ્ધ થવા લાગ્યા. અને ધીમે ધીમે સુધરેલા સમાજમાં એ દંપતીની ખ્યાતિ ઈર્ષા ઉપજાવે એટલી આગળ વધી.

'સરસ્વતીચંદ્ર' ની 'કુસુમ'ને બદલે, જે હોય તે ઉમા જેવી પત્નીની ઝંખના કરવા લાગ્યા. કોલેજિયન સહવિદ્યાર્થિનીઓમાં ઉમાને શોધવા લાગ્યો.

જાહેર વ્યાખ્યાનમાં એ દંપતીની હાજરી તાળીઓનો વિષય થઈ પડતો. પણ દાંત પીસી તાળી પાડતા સમાજને એમના ભાગ્યનું ઝેર આવતું કે આનંદ થતો, એ કહેવું મુશ્કેલ હતું.

એમની સાથે વાત કરવી અથવા ઓળખાણ થવું એ ગૌરવનો

વિષય મનાતો. યુવકો તો તેમની દરેક સભા વખતે એમને આમંત્રણ આપવાનું ચૂકતા નહિ.

સ્થાનિક પત્રોનો એવો કોઈ તંત્રી નહિ હોય કે જે એમને બંગલે જઈ મુલાકાત ન લઈ આવ્યો હોય.

અને બન્નેનો સંયુકત ફોટો જ્યારે વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થતો, ત્યારે ભલભલાં પ્રેમી યુગલોને પણ પોતાના સાથીની અપૂર્ણતા ખટકતી.

છતાં સમાજ જેના ભાગ્યની ઈર્ષા કરતો હતો એ ઉમાનું હૃદય જાણવાનું તરલાને એક દિવસ, સૌભાગ્ય કે દુર્ભાગ્ય, જે કહો તે મળ્યું.

ઉમાએ કહ્યું: "તમે મારા ભાગ્યની ઈર્ષા કરો છો પણ મને તો જે પતિ-પત્ની દરરોજની દરરોજ મહેનત કરી પોતાનું જીવન ચલાવે છે તે મારા કરતાં વધુ સુખી લાગે છે."

તરલા: "તું તો કવિતા કરે છે કે શું?"

ઉમા: "હજુ તેં કવિતાનું ઉત્પત્તિસ્થાન જોયું નથી ત્યાં સુધી તને એનો મોહ રહ્યો છે. હું તો હવે એથી ધરાઈ ગઈ છું."

તરલા: "છતાં તું કવિતા કરતાં શીખી!"

ઉમા: "બીજો ઉપાય ન હતો."

તરલા: "એટલે?"

ઉમાએ પોતાના હૃદયની વાત કરી: "મેં આ ઘરમાં પગ મૂકયો ત્યારે જ સત્ય હકીકત અનુભવી શકી. મેં આવીને જોયું કે એમણે ખરી રીતે તો મને હૃદય સોંપતાં પહેલાં બીજે સોંપી દીધું હતું..."

"હેં! શું બોલે છે?!" તરલાએ આશ્ચર્ય પામી પૂછયું.

"એમાં નવાઈ પામવા જેવું નથી." ઉમા આગળ બોલી: "એ કીર્તિ પાછળ એટલા પાગલ બન્યા હતા કે એની પાસેથી એમને ઝૂંટવી લેવાનું મારે માટે મુશ્કેલ જ નહિ પણ અશકય નીવડયું. બે વર્ષના પત્ની-

જીવનના અસંતોષ પછી સ્ત્રીજીવનમાં જેમ સ્વાભાવિક ઘણી વખત બને છે તેમ હું બીજે રસ્તે ચઢી..."

તરલાએ સ્વપ્નેય નહિ કલ્પેલી સ્થિતિ જાણતાં મોંમાં આંગળી ઘાલી ગઇ.

ઉમા એની સ્થિતિ સમજી બોલી: "તરલા! એમાં કંઇ નવીન નથી. વાસનાથી અસંતોષાયેલી સ્ત્રી જેમ કુછંદે ચઢે છે તેમ પતિ–સહવાસની ખોટ પૂરવા અથવા હૃદયના ઊંડાણમાંથી કીર્તિ કમાવાની ભાવના જાગ્યા વગર સ્ત્રી જાહેર જીવનમાં પડે એય નૈતિક રીતે તો કુછંદ જ કહેવાય"

ઉમાની વિચારસરણી જાણતાં તરલાનો ભ્રમ ભાગી ગયો. એ બોલી: "તું ય ક્યાંની ક્યાં સરખામણી લઈ જાય છે?"

ઉમા: "તને એ ગમે તે લાગતું હોય પણ મને એ ચોખ્ખો કુછંદ લાગે છે. એથી જનતાને કંઇ લાભ થતો નથી. હૃદય વિનાની બુદ્ધિ ગમે તેટલી તીક્ષ્ણ હોય પણ સેવામાં એ સાચું સાધન નથી. અને જો આટલી જ સ્ત્રીકાર્યકરો શુદ્ધ હૃદયથી સેવા કરતી હોત તો આજે આપણો સમાજ કેટલોય પલટાઈ ગયો હોત."

તરલા: "આટલું બધું જાણ્યા છતાં એ રસ્તે જવાનું કારણ?"

ઉમા: "અસંતોષાયેલું મન ગમે તે રસ્તો શોધી જ કાઢવાનું. અને ઊલટું આ રસ્તે જનાર ઉપરથી કીર્તિ કમાય છે એટલે ખોટો છતાં સારો રસ્તો કોણ ન લે? અને છતાં એથી પતિ ખુશ થતા હોય ત્યારે એટલું વળી સ્ત્રીનું મોટું સૌભાગ્ય!"

તરલાએ છેવટ કહ્યું: "ત્યારે તેં ય પ્રભુને પાંચે ય આંગળીએ નથી પૂજ્યા, એમ ને?"

ઉમાને હજુ જવાબ આપવાની જરૂર હતી?



## ૧૪ : મધુરાં સ્વપ્નાં

વિનોદ ઉપર પ્રથમ દૃષ્ટિ પડતાં જ સુશીલાના મનમાં એવી છાપ પડી ગઇ કે જાણે એ એનો વર ન હોય! વરને તો એણે લગ્નપદી આગળ પાનેતરમાં સંતાયેલી આંખે એક જ વખત સ્પષ્ટ જોયો હતો. છતાં એ વખતની જે સ્મૃતિ એના હૃદયપટ પર કોતરાઇ હતી એ સર્વ વિનોદમાં મૂર્તિમંત થતી એને લાગી. અધુરામાં પૂરું એના વરનું નામ પણ વિનોદ જ હતું. એટલે વિનોદને પ્રથમ જોતાં જ સુશીલાના હૃદયમાં, જેમ શ્વસુરગૃહથી અનભિજ્ઞ કન્યા વરને દેખીને શરમાઈ જાય–સંકોચાઇ જાય–લજ્જાની લાલી મોં ઉપર ઉપસી આવે અને હૃદય ધડકી ઊઠે તેમ એ સર્વ ભાવો સહજ જાગ્યા.

જો કે એ સારી પેઠે જાણતી હતી કે વિનોદ તો બદલી થવાથી અહીંની કચેરીમાં કારકુન તરીકે નોકરી કરવા આવ્યો છે. અને તે પણ આ જ મકાનમાં રહેતા સુમનભાઇની જગાએ. એટલે એની લજ્જા ખરી રીતે તો એક જાતની મૂર્ખાઇ જ હતી. પણ ફોટોગ્રાફીની પ્લેટ ઉપર એક વખત પડેલી છાપ જેમ ભૂંસાતી નથી તેમ એ બધું જાણ્યા છતાં સુશીલાનો સંકોચ ગયો નહિ.

પિતાએ કચેરીના માણસોનો હંમેશ ખપ માની વિનોદ જોડે પરિચય કરવા બીજે દિવસે સવારમાં ચાનું આમંત્રણ આપ્યું ત્યારે સુશીલા હજુ એનો સંકોચ ન ગયો હોય તેમ લજાતી--શરમાતી વચલો ઉમરો ઓળંગતી હતી. ત્યાં તો એણે પિતાને વાત કરતા સાંભળ્યાઃ "અમારા નાના

જમાઇ ને તમારી મોં-કળા બરાબર મળતી આવે છે. એક જ ઘાટ...... રંગ......" અને ખણણ્ કરતો સુશીલાના હાથમાંથી પડેલા પ્યાલાનો રણકાર થયો.

"શું થયું ? પ્યાલો પડયો કે?" પિતાએ વાતને પડતી મૂકી પૂછ્યું.

રસોડામાંથી મા ખીજાઇને બોલીઃ "છોડીના તો દઇ જાણે હાથ જ ભાંગલા હોય તેમ જે હોય તે ભૂલ ભૂલ નાંખી જ દે છે."

બહારના માણસના દેખતાં પ્યાલા જેવી નજીવી વસ્તુ સારુ કંકાસ કરવો એ વેપારી મગજના પિતાને ઠીક ન લાગવાથી એ બોલ્યાઃ "ચાલ હવે એની કચ શી ? બીજે......"

પણ મા વચ્ચે બોલી ઊઠીઃ "એ તો સે'જ રહી ગયો, નહિ તો એનો પગ શેકાઈ જાત ને. તમે જ્યારે હોય ત્યારે એનું ઉપરાણું લો છો પણ આવું કરે તે પારકા ઘરમાં પોસાય ? તમને તો કોઇ ના કહે પણ મને તો સંભળાવે ને, કે એની મા ય કેવી કે છોડી પંદર વરસની થઇ તોય ચાલતાં નથી શીખવ્યું ?"

અને સુશીલા 'પ્રથમ ગ્રાસે મક્ષિકા' ની માફક વર આગળ જ પોતાની નાલાયકીનું પ્રદર્શન થયું હોય તેમ પ્યાલા મૂકવા આવી, પણ નીચું ઘાલી ઝટપટ ચાલી ગઈ અને ફજેતીની મારી પોતાનાથી રડી દેવાશે માની એણે અંદર જતાં જતાં છેડાવતી આખ લૂછી નાંખી.

પિતા આગળ વાત કરવા માંડયાઃ "છોડી નામ પ્રમાણે એવી સુશીલ છે કે મરતાને મર કહે તેવી નથી. અને ઘર એવું મળ્યું છે કે કળશી માણસોના કામે બિચારી અડધી થઇ જશે. એટલે વળાવવા જેવી થઇ ગઇ છે, એ લોકો ય ઉતાવળ કરે છે પણ જમાઇને આટલી પરીક્ષા બાકી છે, જો કંઇ નોકરીએ લાગી જાય તો બારોબાર ત્યાં જ મોકલી દઉં એ વિચારે જરા ઢીલું નાંગરીને બેસી રહ્યો છું."

અંદર સાંભળી રહેલી સુશીલાના મનમાં એ શબ્દો જાણે પોતાને

તેડવા આવેલા વરને પિતા પોતાને સારી રીતે સાચવવાની ભલામણ કરતા હોય તેવા લાગતા હતા.

વગર પરિચયે વાતચીત ન કરી શકવાના સ્વભાવવાળો વિનોદ કંઇ ન બોલ્યો એટલે એમણે પૂછ્યું: "કેમ, મારું કહેવું ખોટું છે? તમારે ઘેર ગમે તેટલી ઉપાધિ હશે પણ અહીં સુભદ્રાબેનને છે કોઇ જાતનું દુ:ખ?"

અને વિનોદના ગયા પછી સુશીલા ચોકડીમાં ચાના પ્યાલા સાફ કરતી હતી ત્યારે માતપિતા એની જ વાત કરતાં હતાં.

મા: "નાની ઉંમરમાં નોકરી સારી મળી ગઇ છે."

પિતા: "આપણા વિનોદપ્રસાદ ને એ-એ ય સરખા જ દેખાય છે."

મા: "પાછાં નામે ય એક જ છે."

ધીમે રહી કાન દઈ સાંભળતી સુશીલાના હાથમાંથી વળી રકાબી લપસી ગઇ. અને મા બરાડી ઊઠી: "તમે કહો છો, કચ ના કરીશ. પણ તમે જ કહો, આવા ભાંગલા હાથની પારકી છોકરી આપણા જ ઘરમાં પોસાય? વળી કાયા કોમળ ને કરમ કઠણ એમ સાસરું ય ગોરી માણસનું મળ્યું છે કે મૂઆં ભિચારીને કચરી ના નાખે તો જ સારું."

પિતા: "આ વિનોદપ્રસાદની માફક કંઇ નોકરી મળી જાય તો છો ને ઘરમાં બે ગોરી માણસ રહ્યાં. છોડીને ત્યાં રહેવા વારો આવે ત્યારે ને?"

સાચે જ જાણે નોકરી મળી ગઇ હોય તેમ રાજી થતાં મા બોલી: "એમના જેવી નોકરી મળી જાય ત્યારે તો કશી ઉપાધિ જ નહિ."

એ દા'ડે વિનોદ અગિયાર વાગે કચેરીમાં ગયો તે પહેલાં સુશીલા સ્વગૃહે પધારેલા ભાવિ પતિને કન્યા જેમ પડદા પાછળ પોતાની જાતને છુપાવી નિરખવા પ્રયત્ન કરે, તેમ વારે વારે બહાર ગેલેરીમાં આવી વિનોદની ઓરડીમાં ડોકિયું કરી જતી. એક વખત એ પીઠ ભણી કંઇ કાગળિયાં ફેરવતો જણાયો, ત્યારે એની લાંબી ગરદન, કાનના વળાંક, વાંકડિયા વાળની ઊડતી લટો અને એક બાજુથી દેખાતી ઘાટીલી આંગળીઓ એ

જોઇ રહી. જાણે કોઇ શિલ્પી મૂર્તિનાં અંગોપાંગની કળાની દષ્ટિએ પરીક્ષા કરી એની સુરેખતા માટે ખૂશ થતો હોય તેવા ભાવ સુશીલાના મુખ ઉપર જણાતા હતા. વિનોદ હાથમાંનાં કાગળિયાં નીચે મૂકી ડોક ઊંચી કરવા ગયો ત્યાં તો સુશીલા અંદર ઓરડામાં સરી ગઇ.

બીજી વખત એણે ડોકિયું કર્યું ત્યારે વિનોદ પૂછતો સંભળાયોઃ "સુભી! હજુ કેટલી વાર છે?"

સુભદ્રા અંદર રસોડામાંથી બોલીઃ "હજુ સાડા દસ થયા નથી તે પહેલાં રસોઇની બૂમ મારવા લાગ્યા?"

વિનોદઃ "સાડા દસને પેટમાં શું દુઃખે છે? દસ મિનિટ બાકી છે."

સુભદ્રાઃ "ત્યારે મારે ય ચાર રોટલી જ બાકી છે."

વિનોદની વાત થઈ રહી એટલે મોં ફેરવવા ગયો ત્યાં તો સુશીલા ઘરમાં જતાં બબડીઃ "હત મારી બઇ! મિનિટો ગણોછો એના કરતાં સરસામાન મોડો ગોઠવી રસોઈ વહેલી કરી હોત તો બગડી જાત?"

અને છેલ્લી વખત સુશીલા ડોકિયું કરવા ગઈ ત્યારે વિનોદ કચેરીમાં જવા તૈયાર થઇ બારણામાં જ મળ્યો. ચાર આંખો એક થતાં કોઇએ લાકડીનો જબ્બર ફટકો લગાવ્યો હોય અને બેવડ વળી જવાય તેમ સુશીલા ગૂંચળું જ વળી ગઈ. એના મોં ઉપર એટલું લોહી ચઢી આવ્યું કે જો આંગળી અડકાડી હોય તો જાણે રંગાઈ જાય! વિનોદ કચેરીમાં પહોંચ્યો ત્યાં સુધી એના મનને કળ ન વળી.

બપોરે બે વાગે માએ સુભદ્રાને ચા પીવા બોલાવી, ત્યારે એને જોઇ સુશીલાને જુદો જ વિચાર આવ્યો. વિનોદથી જો કે એ વર હોય તેમ સંકોચાતી હતી, પણ એથી સુભદ્રા એને આંખની કણી માફક ખૂંચવી જોઇએ તેમ ખટકતી ન હતી. હા, સવારમાં એણે એને વિનોદ સાથે ચર્ચા કરતી સાંભળી ત્યારે એનું હૃદય ડંખ્યું હતું. પણ પોતાની ગમે તેટલી લાગણી દુઃખાય પણ એમાં કોઇ ઉપાય ન હોય તેમ એ મૂગી પ્રાર્થના કરતીઃ 'બાઇ! મારાથી તો ઉત્રાડી પડી સેવા થાય એમ નથી માટે તને

વિનંતી કરું છું કે મારે બીજા કોઇ કોડ નથી, પણ એમને તું જેટલા રાજી રાખીશ એટલી હું રાજી રહીશ.'

અને એજ ભાવના પ્રત્યક્ષ જણાવવા એણે ચા ય સરસ બનાવી હતી. નાસ્તાની વાનીઓ ચાખીને ખાત્રી કરી મૂકી હતી.

માએ વખાણ કરતાં ટપકો આપ્યોઃ "આમ જીવ ઠેકાણે રાખી રોજ ચા બનાવતી હોય તો સારું."

સુભદ્રાએ પોતાનો સૂર પુરાવ્યોઃ "ચા સરસ થઇ છે."

પુત્રીનાં વખાણ કઈ માને ન ગમે ? માએ કહ્યુંઃ "ત્રણમાં હોંશિયારીમાં, ચાલાકીમાં જેમાં ગણો એમાં આ વધે. મોટી છે તો ચપળ પણ જરા ભોળી, અને ભોળિયાના ભગવાન કહે છે તે ખોટું નહિ. વગર મુશ્કેલીએ એને એવું મળી ગયું છે કે અમારે એના તરફનો ઉજાગરો જ નહિ, અને આ મૂઇ નાનપણથી એવી પાકકી અને બદમાશ કે એનું કરમે ય પાકકું નીકળ્યું. એના સારુ આકાશ-પાતાળ એક કરી નાંખ્યું પણ ઘર હોય ત્યાં વર ના હોય-વર હોય ત્યાં કુળનું ઠેકાણું ના હોય. છેવટે આ કર્યું છે એ તો મારા ભાઈ ઠીકાઠીક છે. પણ ખરું પુછો તો છોકરો જોઇને જ પડતું નાખ્યું છે. તમારે શોધવા જવાનું જ નહિ. તમારા ઘરમાં છે એ બેને ભેગા કર્યાં હોય તો વરતાય નહિ."

સુશીલાએ સોડિયું વધુ સંકોચ્યું.

સુભદ્રાએ પોતાની વાત કરીઃ "સહુ સહુનું કરમ છે. હું પહેલેથી જ એવી હરામ કે કોઇ કામને અડું જ નહિ. બાર વરસની થઇ ત્યાં સુધી તો દોરડું વાળતાં કે કપડાં નીચોવતાંય આવડે નહિ. મા તો બિચારી ઓરમાન એટલે વગોવાવાની બીકે કશુંય કહેતી નહિ. પણ તોફાન કરતી હોઉં ત્યારે જો પિતા આવી ચઢે તો માનો ઉધડો લઇ નાખતાઃ 'આ છોડીનો તો તું ભવ બગાડીશ. પારકે ઘેર આખાં હાડકાંની જઇને ઊભી રહેશે ત્યારે રોજ આપણે ગાળો ખાવી પડશે.' વળી મને પરણાવી ત્યારે ખબરે ય નહોતી કે પરદેશ રહેવાનું મળશે, પણ અત્યારે બધાં ય કહે છેઃ મૂઇ

નાનપણમાં ચકરીશા કામે ન અડી ને મોટપણે ય કામ કરવા વારો ન આવ્યો! અને એ તો એના ભાગ્યમાં હોય તો તમને લાગે છે કે મોટી સુખી છે પણ એથી ય વધારે એને સુખ મળે."

માએ એ પ્રસ્તાવ સ્વીકારતાં કહ્યું: "અમે સવારમાં એ જ વાત કરતાં હતાં. એમને નોકરી મળી જાય તો કંઇ ઉપાધિ નથી."

સુભદ્રાએ વગર અનુભવે કહ્યું: "ભણેલાને નોકરીનો શો તોટો? આ નહિ ને બીજી."

માએ પોતાની ઇચ્છા પરિપૂર્ણ થઈ હોય તેમ કહ્યું: "ત્યારે અમે ય છોકરો જોઇને જ પડતું નાખેલું ને."

અને સુભદ્રા ગઈ ત્યારે સુશીલાના મગજમાં એ બીજ મૂકતી ગઇ કે એનો વિનોદ પણ થોડા દિવસમાં નોકરીએ જશે. પોતે પણ સુભદ્રા જેવું સુખી સ્વતંત્ર જીવન જીવી શકશે; અને એણે સવારમાં સાંભળેલી વિનોદના 'સુભી!' ના મીઠા અવાજમાં એક અક્ષર ફેર કરી જાણે કોઇ બોલાવતું ન હોય 'સુશી!' તેવો એને ભાસ થયો.

સાંજે એ રસોડાના પાછલા ભાગમાં હતી, ત્યાંથી એણે વિનોદના બૂટનો અવાજ પારખ્યો. ભાખરીનો લોટ બાંધવા કાઢયો હતો છતાં એને બહાર ડોકિયું કર્યા વગર ચેન ન પડયું. વચલા ખંડમાં બેઠેલી માની નજર ચૂકવવા એણે ખાલી નાક ખંખેર્યું અને એ અવાજે સુભદ્રા સાવધ થઇ હોય એમ બોલી; 'તમે ય શું, કોઈ દેખે તો!' એમ બોલતાં એ દૂર ખસી ગઈ અને સુશીલાની નજર અંદર ડોકાઈ ત્યારે સુભદ્રા ગુલાબી ગાલ ઉપર પ્રસ્વેદનાં ટીપાં બાઝયાં હોય તેમ હાથ વતી સાફ કરતી હતી.

લોટમાં પાણી રેડતાં રેડતાં એના મનમાં વિનોદ માટે સ્વાભાવિક મમતા હતી તેમાં ઉમેરો થયો. કેટલો પ્રેમ રાખે છે! પણ કલાકના વિયોગમાં તો પ્રવેશતાં જ ચુંબન લીધું! પણ હું ય કેવી? નાક ખંખેરી એમને પૂરાં ભેટવાય ન દીધાં! ચૂપકીથી જોઇ લીધું હોત તો?

જાણે કોઇએ એના મધુરા ગાલે ચુંબન લીધું હોય તેમ એણે એને સાફ કરવા ભીનો હાથ ઘસી કોરા ગાલને ભીનો કર્યો.

અને માએ અંદર પગ મૂકયો, ત્યારે પ્રિયતમ સાથે વાત કરતી મુગ્ધા શરમાઇને લજ્જા છુપાવવા કામે વળગી જાય તેમ સુશીલા લોટને બાંધવા વળગી ગઈ.

મા જોતાં જ બોલી ઊઠીઃ "તારું ભાન બળી જાય ! આટલું બધું પાણી ભડભડાવી તારું કપાળ બાંધવા બેઠી છે ? કેટલો બધો લોટ ઢીલો થઇ ગયો ?"

સુશીલા જવાબ આપ્યા વગર પોતાની ભૂલ સુધારવા બીજો લોટ લેવા ઊઠી એટલે મા ખિજાઇને બહાર જતાં બોલીઃ "આવું ને આવું કરજે એટલે વહેલી ભીખ માગવી પડે !"

રાત્રે સૂતી વખતે એને સુભદ્રાનાં બંધ બારણાંની તરાડમાં થઈ અંદર જોવાનો ભાવ આવ્યો. પણ એનું મન બોલી ઊઠયુંઃ 'હેંડ મારી બઇ ! એમ બીજાની ચેષ્ટા જોતાં લજાતી નથી ?' અને કદાચ એણે એ ઇચ્છા દાબી ન હોત તોય જડ મિસ્ત્રીએ બારણાં બનાવતી વખતે એની આવડતની ધૂનમાં સાંધ એવી સજ્જડ બેસાઠી હતી કે અંદર કે બહારથી કંઈ જોઇ શકાય તેવું જ હતું નહિ. છતાં સુશીલાએ અંદર જતા વિનોદનો સૂર સાંભળ્યો એટલે એ અટકી ગઈ.

"સુભી ! તું જઇશ એટલે મને બિલ્કુલ નહિ ગમે."

"જાવ, જાવ. અમસ્તુ મીઠું બોલી શું કરવા સારું લગાડો છો ?"

"ખોટું કહું છું ?" સુશીલાએ સામો પ્રશ્ન સાંભળ્યો. પણ વિનોદ સુભદ્રાને પોતાની પાસે વધુ ખેંચી આંખમાં આંખ પરોવી, ગાલે મીઠી ટપલી મારી પૂછી રહ્યો હતો એ દૃસ્ય જો સુશીલાના જોવામાં આવ્યું હોત તો એ કયારનીય ઘરમાં ચાલી ગઇ હોત. અને સુભદ્રા જાણે એ સ્થિતિમાં જ વધુ આનંદ હોય તેમ અાંનમેષ નયને તાકી રહી હતી. વિનોદે આગળ કહ્યુંઃ "અહીં હજુ નવે નવું એટલે કંપની થતાં વાર લાગ-

વાની અને તેમાંય તું જતી રહીશ એટલે હું બાબરા ભૂતની પેઠે આ ખૂણેથી પેલે ખૂણે આંટા મારું ત્યારે ને !"

સુશીલાનું અંતર પોકારી ઊઠયું: "કેટલી માયા રાખે છે !"

સુભદ્રાએ જવાબ આપ્યો: "તમારે ઓછો આખો દા'ડો ઘેર બેસી રહેવાનું છે ? સવારમાં તો ખાવાપીવામાંથી પરવારો ત્યાં સુધીમાં કોર્ટમાં જવાનો વખત થાય અને રાત્રે તો હરગોવિંદભાઈ ઘેર હોય જ. ઘરનાં બધાં કેટલાં માયાળુ છે !"

વિનોદ હસીને કહેતો હોય તેમ સંભળાયો: "એટલામાં ઘરનાં બધાંને ઓળખી આવી ય ખરી કે ?"

સુભદ્રાને કંઈ યાદ આવતાં હસી જવાયું.

વિનોદે પૂછ્યું: "કેમ હસવું આવ્યું ?"

સુભદ્રા મીઠું મીઠું હાસ્ય ચાલુ રાખતાં બોલી: "સવારમાં તમે ચા પીવા ગયા હતા તે વખતે સુશીલાના હાથમાંથી પ્યાલો પડી ગયો..."

પોતાનું નામ આવતાં સુશીલા સાંભળવા અધીરી બની.

વિનોદે કહ્યું: "એમાં તો બિચારીને મંછાબેને કેટલા ય વાનાં કરી નાખ્યાં."

સુશીલાનું અંતર આનંદથી ફૂલી ઊઠયું: "કેટલી લાગણી છે !"

સુભદ્રા આગળ બોલી: "એ જ વાત મંછાબેને મને બપોરે કરી: 'મૂઈ મેં તો એમને બરાબર જોયેલા નહિ એટલે છોડીને એ વાનાં કહેવાઇ ગયાં. પણ પછી મેં બહાર નીકળી એમને સારી રીતે જોયા ત્યારે ખબર પડી કે છોડી બિચારીનો કશો દોષ ન હતો. મને જ થયું કે જાણે અમારા જ વિનોદપ્રસાદ ! એટલે એ બિચારી શરમાય એમાં શી નવાઇ ? ને પછી એના બાપે કહ્યું: "સુશીલા ! સૂડી સોપારી લાવ જોઉં." પણ એનો ક્ષોભ હું જાણી ગઇ હતી એટલે મેં જ કહ્યું: 'લાવોને, હું જ લેતી આવું.' અંદર જઇ જોયું ત્યારે તો મૂઈ વરને દેખીને શરમાઇ જાય તેમ

સંકોચાઇ ગઈ હતી.' "

પોતાના ભાવ મા જાણી ગઇ છે માની સુશીલા સાવધ થઇ. એને અંદર જતા રહેવાનું મન થયું. પણ વિનોદ શું કહે છે તે સાંભળવા એના પગ ખસ્યા નહિ.

વિનોદે હસતાં હસતાં કહ્યું: "મારા તે કેટલાં રૂપ છે! ચંપાબેનનો ભાણો મને જોઇ 'મામા! મામા!' કરવા મંડયો ત્યારે એમણે કહ્યું: 'વિનોદભાઇ! છોકરુંય કેવી મોં-કળા ઓળખે છે! મારા ભાઇને તમે જોયા હોય તો તમારા જેવા જ છે.' આપણે વિજાપુર હતાં ત્યારે મોહન પટાવાળો કહેતો કે તમને જોઉં છું ત્યારે મને અહીં પહેલાં મુનસફ સાહેબ હતા તે યાદ આવે છે. અને વળી અહીં આવ્યો ત્યારે મારું બીજું રૂપ જડયું ને હજુ અણજાણ્યાં કેટલાં રૂપ હશે તેની કોને ખબર?"

સુશીલા વધુ સમય થવાથી મા બૂમ પાડે તે પહેલાં ચાલવા જતી હતી, ત્યાં સુભદ્રાનો અવાજ આવ્યો ને એના ઊપડેલા પગ અટકી ગયા.

"એમાં કંઇ નવાઇ છે! ઘણાંયની મોં-કળા મળતી આવે છે."

"પણ એમાં મારે કોઇ વખત રાંડી બેસવા જેવું થાય ને?"

"તમને હું સારી સસ્તી મળી છું! જ્યારે હોય ત્યારે મારા મોત-ની જ વાત."

વિનોદ હસતો સંભળાયો: "મોત આવે ત્યારે તો સારું સ્તો! પણ આ તો બીજા ભુલાવામાં પડે છે તેમ કદાચ તું મારા એ રૂપધારીને જોઈ ભૂલી પડી એમની સાથે ચાલી જાય ત્યારે દમયંતી નળને શોધતી વનવન ભટકતી હતી તેને બદલે મારે દમયંતીને શોધવા કયાં કયાં ભટકવું?"

ખોટો રોષ કરતાં સુભદ્રા બોલી: "જાવ, જાવ, તમને તો જેમાં હોય તેમાં મશ્કરી જ સૂઝે છે."

અને હવે તો અંદરથી માની ઉધરસનો અવાજ આવ્યો એટલે ઇચ્છા-અનિચ્છાનો વિચાર કર્યા વગર સુશીલા અંદર જઇ પથારીમાં

સૂઇ ગઇ.

સુશીલાને ખાત્રી થઇ કે એને પોતાને જ એવો અનુભવ નથી થયો, પણ માને એ જ વિચાર આવ્યો છે ત્યારે એનું મન વધારે કલ્પનાએ ચઢયું. પોતાનો વિનોદ આવો છે ત્યારે હૃદય આવું નહિ હોય? અને મને જો કહેઃ "સુશી! તારા વગર મને નહિ ગમે" તો હું મોત આવે તો ય એનાથી અળગી ન થાઉં, અને સુભદ્રાબેનના જેવું ભાગ્ય કેટલાંનું હશે? મોટી બેનના સુખની વાત મા કરે છે પણ એના ઘરમાં તેટલા પૈસા હશે પણ એથી એનું શું દળદર ફીટયું? હું પંદર દિવસ રહી તેમાં માંડ પાંચ દા'ડા એ ઘેર રહ્યા હોય તો. ને ઘેર હોય ત્યારે ય રાત્રે દસ વાગ્યા પહેલાં કદી વહેલા આવ્યા હતા? એમને એમના વેપારમાં ધ્યાન, ત્યાં બેન સાથે હસીને વાત કરવાની કયાંથી ફુરસદ મળે? અને બેને ય એ આવે તો ય સૂવા જવાની ઉતાવળ કરતી હતી? છતાં મા શું જોઇને જેને હોય તેને કહેતી હશે કે મારી મોટી છોડી બહુ સુખી છે?......પણ બળ્યો માણસનો સ્વભાવે ય કેવો વિચિત્ર છે! બેનના મનમાં એટલો ઉમળકો નથી જણાતો છતાં અહીં આવવાનું નામ નથી લેતી, અને સુભદ્રાબેનને એ હાથમાં ને હાથમાં રાખે છે, છતાં હજુ બે મહિનાની વાર છે, તે પહેલાં બિસ્તરા બાંધવાની તૈયારી કરે છે!

વળી પાછું એનું મન વિનોદની સરખામણીમાં પડયું. ભણતરે ય એ આ વખતે પાસ થશે એટલે સરખું! અને ભણેલા બધા સરખા નથી હોતા? પેલાં રંભાબેને માને તે દિવસે શું કહ્યું હતું? 'ભણેલા પોતાને જેવી સ્વતંત્રતા, હાસ્યવિનોદ, મોજશોખ જોઇએ છે તેવી સ્ત્રીઓને પણ મળવી જોઇએ તેમ માને છે. માટે તમે માનતાં હો કે મારી શાન્તાને ત્યાં વધુ પૈસો છે એટલે એ સુખી છે, પણ જોજો, સુશીલા એના કરતાં વધારે સુખી થશે.'

અને એ નોકરી કરશે એટલે મારે શું દુઃખ છે? પણ હું સુભદ્રા જેવી કદી ન થાઉં. મારા વિનોદને તો હું ફૂલની શય્યામાં જ સુવાડું.

પોતાની પેઠે સુશીલા પણ ઊંઘ્યા વગર પાસાં ઘસ્યાં કરે છે જોઈ મા બોલી: "મારી પેઠે તનેય કરડે છે કે શું?"

પોતાના ભાવ સંતાડતાં સુશીલા બોલી: "દઈ જાણે કયારનું ય કશું કરડયા કરે છે."

મા બબડી: "દા'ડે બીજી લપમાં ગાદલાં તડકે નાખવાનું ભૂલી જવાય છે. કાલે જરા એટલું યાદ રાખી કામ કરજે."

સુશીલાને થયું, ગાદલાંની પેઠે મનને તડકે સૂકવી વિચારો રોકી શકાતા હોત તો કેવું સારું?

પણ શરીર તો નિદ્રામાં નિશ્ચેતન થઈ પડી રહ્યું, છતાં મને એની ભ્રમણા ન મૂકી. જાણે સ્વપ્નામાં એનો વિનોદ કહી રહ્યો છે: 'સુશી! હજુ જમવાની કેટલી વાર છે?' અને જમતાં જમતાં જાણે કહેતો હોય: 'સુશી! તું જઈશ ત્યારે મને નહિ ગમે.'

અને સુશીલાએ ઊંઘમાં જવાબ આપ્યો: "પણ હું કયાં જવાની છું?"

પણ સવારના પહોરમાં જાગ્રતાવસ્થામાં એણે જે સાંભળ્યુ એથી તો એની છાતી બેસી ગઈ.

વિનોદે ઊઠીને કહ્યું: "સુભી! ઊઠને હવે, સવાર થયું."

સુભદ્રાનું શરીર જો કે છઠ્ઠા મહિનાથી નરમ રહેતું હતું, પણ છેલ્લા પંદર દિવસથી એમાં વધારો થયો હતો. એટલે રજાઈમાંથી મોં બહાર કાઢયા વગર જ એણે જવાબ આપ્યો: "બળ્યું, મારું શરીર તો કાલ આખો દા'ડો સરસામાન ગોઠવવામાં ઊઠબેસ કરી તે સજ્જડ થઈ ગયું છે. જરા સગડી સળગાવો તો હાડકાં શેકું તો આરામ તો થાય."

અને જાણે કોઈએ પોતાને ફટકો લગાવ્યો હોય તેમ સુશીલાનું શરીર ઝણઝણી ઊઠયું. એનું ઊર્મિતંત્ર હચમચી ગયું. હૃદયમાં લોહીના ધબકારાની ઝડપ વધી ગઈ. મન ફફડી ઊઠયું: 'ચાલ, ચાલ મારી બઈ! નહણુક આવી ડીલરખી કયાંથી? આવા પ્રેમાળ પતિનો સાથ હોય તો

આખો ગઢ તોડી નાખીએ, તો કાલ સે'જ ઊંચી નીચી થઈ એમાં ઉઠાતું નથી? જા, જા, તને માણુસની કદર જ નથી ત્યાં બીજું શું કહું! એ તો એમ માન કે પેલે ભવ કંઈ પુણ્ય કર્યાં હશે, નહિ તો તારા આ ઢંગ જોતાં તો આવો પતિ તારા જેવીને ક્યાંથી હોય?'

અને આ એક જ સપાટે સુભદ્રા તરફનો તેનો ભાવ અલોપ થઈ ગયો. એ કચરો કાઢી બહાર નાખવા આવી ત્યારે વિનોદનો ફરીથી સૂર સંભળાયો: "ચાલ હવે, કોલસા સળગી ચાલ્યા."

વળી ઘડીભર સુશીલા પોતાની જાત વિસરી ધણીપણું અનુભવી રહી: "મારા જેવો ધણી હોય તો ડામ જ દે. પછી આવા ચાળા કરવાનું જ ભૂલી જાય."

અને જાણે વિનોદને ઠપકો આપતું હોય તેમ એનું મન બબડયું: "પુરુષ થઈને સાવ નર્યોતાર આવું શું ઢીલું મૂકી દો છો? સ્ત્રીના પ્રત્યે લાગણી રાખવી એટલે આવી ગુલામી કરવાની? કરડવું ન કરડવું એ મન જાણે, પણ ફૂંફાડો તો રાખવો કે નહિ? હજુ છડી છે તોય આટલો હુકમ કરે છે તો કાલે છોકરાંની મા થશે ત્યારે કેટલો મિજાજ રાખશે?"

વળી વિનોદ તો કહેતાં કહેશે, પણ લાવ જાણે હું જ લાત લગાવી દઉં માની એણે દાંત પીસી પગ ઊંચો કર્યો.

પણ એટલામાં તો માએ ઘરમાંથી બૂમ મારી: "સુશીલા! અત્યારના પહોરમાં સો કામ હોય ને એમ બહાર શા મેળની ઊભી રહી છે?"

પાણિયારું વિંછળતાં ય એનું મન એના એજ વિચાર કરી રહ્યું હતું: "ના, બા ના, મારાથી તો મરવા પડી હોઉં તોય એમને કામ ન બતાવાય! માણસને કંઇ જાતની ધરપત હોય છે? આ તો ઠીક છે કે એમને નોકરી મળી છે, નહિ તો ઘેર રહેવાનું હોય તો આખા કુટુંબની તાબેદારી ના ઉઠાવવી પડે? એના કરતાં ભગવાને આટલું સુખ આપ્યું તોય એક પોતાના માણસનું મન ના સચવાય? એ તો મારે એની સાથે રહેવાનું નથી, નહિ તો બતાવત કે તારે વિનોદ છે ને મારે ય છે. પણ

મારાથી સોમા ભાગનીય તાબેદારી તારાથી ઉઠાવાય છે?"

વળી પાછું એનું મન પોતે જ્યારે સુભદ્રાની માફક પતિ સાથે રહેશે ત્યારે કેટલી વહેલી ઊઠશે, એમના જાગતાં પહેલાં પોતે નાહી ધોઇને કેવી પરવારી ગઇ હશે અને એ દાતણપાણી કરી રહે તે પહેલાં ચા નાસ્તાની કેવી વ્યવસ્થા કરશે, એ બધાનું સમયપત્રક ગોઠવવામાં ગુંથાઇ ગયું.

બપોરે સુભદ્રા એને પોતાને ત્યાં ઘસડી લાવી, ત્યારે ય સુશીલાના મનમાં એના તરફનો તિરસ્કાર શમ્યો ન હતો, છતાં એનું મોં તો હસતું જણાતું હતું. સ્ત્રીઓ જેમ પોતાનો સાહિત્ય–શણગાર બીજાને બતાવી આનંદ મેળવે છે તેમ સુભદ્રાએ વાત શરૂ કરી.

"આ બાદલાની સાડી એમણે હું પ્રથમ નોકરી પર સાથે આવી ત્યારે ભેટ આપી હતી."

સુશીલાના મનને થયું: "છતાં તને એની કયાં કદર છે?"

"આ બ્લાઉઝ પહેરી હું ઘેર ગઇ ત્યારે તો બહુ જ ટીકા થઈ હતી: —'આવા ને આવા પૈસા વહુ પાછળ ખર્ચે એટલે કયાંથી બચે? આપણી છોડીઓને તો પંદર પંદર વરસ થવા આવ્યાં તોય કોઇ સાસરીમાંથી કપડાં નથી લેતું. અને એને તો ગઇ એવાં જ ઘરનાં સિવડાવવા માંડયાં, એ તે કંઇ પહોંચાતું હશે? પિયરમાંથી બ્લાઉઝ લાવી પહેરે તો ખરી?'"

સુશીલાએ એ કથનને ટેકો આપ્યો: "મોટી બેનને ઘેર એટલા પૈસા છે તોય ત્યાંથી એક કપડું ય કોઇ લેતું નથી."

"પણ મેં એમને કહ્યું–તમે આ બે બ્લાઉઝ સિવડાવી આપ્યાં તેમાં તો તમારાં ઘરનાંએ ખાધેલું પેટમાં ટકવા ન દીધું."

સુશીલાના મનમાં: "જો પાછો સિરપાવ બંધાવ્યો! તમારા ઘરનાં– જાણે એનું તો ઘર જ નહિ! તું તો એમને એમ રહું એજ મતાની છે!"

કાને પહેરેલાં ઓપલ બતાવતાં સુભદ્રાએ કહ્યું: "સિમંત વખતે એમણે પચ્ચીસ રૂપિયાનાં કરાવ્યાં. પ્રથમ તો હું સમજી કે ઘરનાંને ભારે

જણશ આપવી પડે તેને બદલે આ આપીને મને પટાવી દેશે. એટલે મેં કહ્યું: મારે તમારાં એ ઓપલ નથી જોઇતાં."

સુશીલાને થયું: "મેર બળ્યા મોંની! આટલો ભાવ કરીને આપે છે, તે ના કહેતાં શરમેય ન આવી?"

સુભદ્રા: "એમણે કારણ પૂછ્યું એટલે મેં કહ્યું–એમ પચ્ચીસની સોગાદમાં ઘરનું સર્વ પતાવી દેવા માગો છો? એમણે હસીને કહ્યું: ઘરનો તો તારો હક્ક હોય તે લેજે ને. આ તો તેં ધાડ મારી તેનો મેડલ આપું છું."

સુભદ્રા બોલતાં તો બોલી ગઇ પણ શરમાઇ ગઈ. અને એણે પગના છડા બતાવતાં વાત બદલી: "આ મદ્રાસી કેરીઘાટના છડા અહીં બદલી થતા પહેલાં પંદર દિવસ ઉપર જ લીધા હતા. ત્યાંય પાડોશી તરીકે તમારી જેમ વેપારી હતા. બજારમાં અમસ્તાં ફરવા ગયાં હતાં. ઘાટ ગમી ગયો એટલે નવા છડા હતા તોય આપી દઈ આ લઈ લીધા. રેવાબેને કહ્યું: 'એમને પૂછ્યા વિના લીધા તે બોલશે નહિ?' હું હસીને બોલી: 'હત તમારી! એમાં એમને શું પૂછવું'તું? પહેરવાના એમને છે કે મારે?' ત્યારે મને કહે: તમે તો જબરાં ભાગ્યશાળી છો! મારાથી તો હજુ છોકરાને ઘેર છોકરાં છે તોય એમને પૂછ્યા વગર પઇની વસ્તુય ન લેવાય."

સુશીલાએ મનમાં કહ્યું: "એ શું કહે છે! હું જ એક દા'ડાનો અનુભવ છે તોય કહું છું કે એમના જેવો પતિ મળવો એ વગર ભાગ્યે બને? પણ તને એમની ક્યાં કિંમત છે? નહિ તો મોંમાંથી એમ બોલાય–તમે સગડી સળગાવો પછી હું ઊઠું છું?"

તે પછી તો માથાનાં બકલ, વેણીનું ફૂલ, સાડીની પીન, કૂંચીઓનો આંકડો, હાથનો રૂમાલ, ચાંલ્લાનું કંકુ, માથાનું તેલ, વગેરે ઝીણી ઝીણી વસ્તુઓની વિગતમાં બંને એવાં તલ્લીન થઇ ગયાં કે વિનોદે ઉંબરામાં પગ મૂક્યો ત્યાં સુધી વખતનું ભાન પણ ન રહ્યું. અને એને જોતાં જેમ શીલવતી, લજ્જાળુ ને વગર લાજે મર્યાદા સાચવતી ગૃહિણી વડીલ પુરુષ

ઘરમાં પ્રવેશતાં પોતાનું શરીર સંકોચી, નીચી દૃષ્ટિ રાખી અને પાણીના રેલાની માફક બીજા ખંડમાં સરી જાય તેમ સુશીલા સફાળી ઊભી થઇ બહાર નીકળી ગઇ.

સુશીલા પોતાના ઘરમાં આવતી રહી છતાં એના મોં ઉપરની લજ્જા શમી ન હતી. પણ એનું મન તો વિચાર કર્યે જ જતું હતું. એ તો આપણા ઉપર ગમે તેટલો પ્રેમ બતાવે પણ આમ નર્યાં પૈસાનું પાણી કરાતું હશે? પૈસા કમાવા તો ઘર–ગામ મૂકી પરદેશ આવ્યાં ને આમ મોજશોખમાં પૈસા વાપરી નંખાતા હશે? પગાર લાવી આપણા હાથમાં મૂકે એટલે મન ફાવે તેમ ઉડાવી મૂકવાના? હું તો મને વાપરવા આપ્યા હોય તે ય ભેગા કરી રકમ કરું. પુરુષ ગમે તેટલા પૈસા કમાય પણ ઘરમાં સ્ત્રી તેવડ ન કરે તો કદી દીપે ખરું? બારે ય ને બત્રીસે ય ઘડી કંઇ કોઇની સુખમાં ને સુખમાં જાય છે? વચ્ચે કોઇ સાજું–માંદું થયું, ભવિષ્યમાં છોકરાનું ખર્ચ વધે......

એ વિચાર પ્રવાહને વહેતો અટકાવી મા બોલી: "શાક થઇ ગયું છે ત્યારે કયારની બોલતી કેમ નથી?"

અને પોતાના એ વિચારો ઉપર મનમાં હસતાં એણે થાળી પીરસવા માંડી: "હું ય મૂઇ શેખચલ્લીની જેમ સાસરું દેખ્યા પહેલાં છોકરાં સુધી પહોંચી ગઇને!" અને પોતાની એ મૂર્ખાઇને લઇ પિતા સામે નહિ બેસી શકાય માની એ ભાણું પીરસી બહાર નીકળી ગઇ.

ગેલેરીમાં ઊભેલી સુભદ્રાએ પૂછયું: "કેમ, જમી લીધું?"

વિનોદ અંદર કાગળિયાં ફેંદે છે તેની ખાત્રી કર્યા પછી સુશીલા સ્થિર ઊભી રહેતાં બોલી: "નારે ના, હજુ તો પિતાજીને પીરસી બહાર આવું છું."

સુભદ્રાને ઘડી પહેલાંની વિનોદ આવ્યો તે વખતની સુશીલાની વર્તણુંક યાદ આવી. એણે કહ્યું: "સુશીલા! એક વાત કહું."

"કહો ને."

"શરમાઇશ નહિ ને ?"

"હું શું કરવા શરમાઉં ?"

"ત્યારે એમને જોઇ તું અમસ્તી સંકોચાય છે શું કરવા ? એવી તો કેટલાયની મોં–કળા મળતી આવે, તેમાં આપણે શું ?"

શરમનો પ્રતિકાર શરમથી કરતાં એણે કહ્યું: "જાવ, જાવ, એમાં શરમાવાનું શું વળી ?"

"ત્યારે એ તને કંઈ ગળી તો નહોતા જવાના કે એકદમ નાઠી ?"

"તમને અડચણ ન પડે માટે."

"અમને શાની અડચણ ?"

"એ તો હું શું જાણું ?" કહી સુશીલાનો હાથ ગાલ ઉપર આપો-આપ કંઈ ચોંટયું હોય તેમ લૂછવા લાગ્યો. સુભદ્રા એનો કહેવાનો ભાવાર્થ તરત સમજી ગઇ. ને કેટલાય દિવસનો ગાઢ પરિચય હોય તેમ સ્વાભાવિક રીતે એના ગાલ ઉપર ટપલી મારતાં બોલાઇ ગયું: "લુચ્ચી !"

આજે સુભદ્રા એના ભાઇ સાથે પિયર જવાની હતી. ગઇ કાલે એનો ભાઇ આવ્યો ત્યારથી સુભદ્રાને પતિની મુસ્કેલીનો ખ્યાલ અને લાગણી નહિ થઇ હોય તેના કરતાં વિશેષ સુશીલાના હૃદયમાં એણે જગા રોકી હતી.

મોટું શહેર હોય તો સારી વીશીઓય મળે. પણ અહીં તો હળી મળીને એક ખીચડિયા વીશી ! બિચારા ગામડાના કોર્ટમાં આવેલા લોકો ન છૂટકે એક ટંક જમી લે. પણ કાયમ જમવાનું શી રીતે પોસાય ? ના, ના, એમાં તો રોજ કેટલીય ઇયળો બફાતી હશે. તે ખાવું એના કરતાં જેવું આવડે તેવું કાચુંકોરું ઘેર બાઝી ખાવું વધારે સારું. આ હું એય ઘરની રસોઇ કરવી હોય તો હાથે કરું તેવી છું. પણ માણસે ય ઓછું અપંગ છે ? એના દિલમાં દાઝતું હોય, એના હાથમાં મદદ કરવાની શક્તિ હોય, સગવડ હોય તોય એનાથી સળી સરખી ન હલાવી શકાય.

છતાં ય લોકો કહે છે કે જાનવર બિચારા અપંગ છે! પિતાજી એમને જમવાનું કહે તો? પણ કયા સંબંધે ત્રણ મહિના જમવાનું આમંત્રણ પિતાજી આપે?

રસોઇનીજ બળી નરી કયાં ભાંજગડ કરું છું? પાણિયારીઓ ય કોઇ શરત રાખનાર ન હોય તો કંઇ કામ કરે એવીઓ નથી. પુરુષ તો બિચારો એ પાણી ભરી જાય એટલે પીધા કરે. અને એ કમજાતો ન વાસણ વીછળે કે ગળણું ન જડે તો ભલી હોય તો એમ ને એમ પાણી ભરી દે. આપણે ટોક ટોક કરીએ તો ય કપડાં એવાં ને એવાં પાણીમાં બોળી લાવે છે તો પછી કોઇ કહેનાર ન હોય તો સાબુ ઘેર લઇ જાય ને કપડાંનો મનખો જ ખરાબ કરે. અને વાસણ તો રોજ આપણે ગણી ન જોઇએ તો અઠવાડિયે એકાદ તો ખોઇને જ આવે.

વળી વર્ષેલાંમોડાં આવે એટલે ઘર એમને જ સોંપવું પડે. અને ના, ના, મારાથી...એ કદિ જોયું નહિ જાય...જમવામાં તો આપણું ન ચાલે, પણ એમની ગેરહાજરીમાં પાણિયારી આવશે ત્યારે હું બરાબર ધ્યાન રાખીશ. પાડોસી તરીકે કંઇ એટલું ય ન થાય? નહિ તો સૂનું ઘર માનીએ તો બિલાડી મૂકસ્તો!

વિદાય થતી વખતે સુભદ્રાએ કહ્યું: "સુશીલા! બીજું તો પાડોસમાં કોણ છે? માટે કંઇ જોઇતુંકરતું નાનાભાઇ વાટે મંગાવી આવજે. કે પછી આમ છુપાતી ને છુપાતી જ રહીશ?" અને પોતાના વિનોદ માટે ભલામણ કરતાં એણે કહ્યું: "એમની શરમ કેમ જાણે તને લાગે છે, નહિ તો અપ્સરાઓ વચ્ચે મૂકીને જતાં મને સહેજ પણ બીક ન લાગે."

સુશીલાને જવાબ આપવાનું મન થયું: "હું કંઇ ઓછી એમની દષ્ટિ મેલી છે એમ કહું છું?" પણ એ કંઇ ન બોલી.

સુભદ્રાએ કહ્યું: "શું કહ્યું, સમજી ને?"

સુશીલા મોંએ તો નહિ પણ ડોકું ધુણાવી જવાબ આપે તે પહેલાં માએ કહ્યું: "સુશીલાને કાનમાં કહો છો, સુભદ્રાબેન?"

સુભદ્રા: "બીજું શું ? ઘર સૂનું થયું એટલે જોતાં રહેવાનું સ્તો !"

મા: "તમ તમારે બેફિકર જાઓ ને ! એની ચિંતા જ ન રાખવી."

પિતા: "બે મહિના અમારે ત્યાં જમે તો ય કયાં પારકું છે ?"

સુશીલાને થયું, એ આનાકાની કર્યા વગર સ્વીકારી લે તો કેવું સારું ? અને કદીય સીધી નજરે એની સામે ન જોઈ શકતી એ ત્રાંસી નજરે વિનોદ શો જવાબ આપે છે તે સાંભળવા તાકી રહી. અને જાણે 'હા કહો' એમ ઇશારો કરતી હોય તેમ એનું માથું બે વખત હાલી ગયું.

પણ વિનોદે કહ્યું: "એટલો ભાવ છે એ ઓછો છે ?"

ત્યારે સુશીલાનું હૃદય રડી ઊઠયું: "ભાવથી પેટ ભરાતું હોય તો તમારે ખાવા જ ન કરવું પડે ."

અને જે પરિસ્થિતિ એણે કલ્પી હતી એ સુભદ્રા જતાં પ્રત્યક્ષ ખડી થઇ. સવારમાં ઊઠતાં જ એ બેત્રણ વખત વિનોદની દિનચર્યા જોઇ ગઈ. પરંતુ પથારી ઉઠાવવી, સગડી સળગાવવી, પાણી ગરમ કરવું એ સર્વ કામો તો જૂનાં થઇ ગયાં હતાં. પણ સગડી ઉપરની દાળને સંચા વડે ભાંગતાં જ્યારે એણે એને જોયો ત્યારે, પ્રજાવત્સલ રાજા પદભ્રષ્ટ થતાં પ્રજા જેટલી ખિન્ન થાય એટલી, સુશીલા વિનોદને રસોડામાં પેઠેલો જોઇ હૃદયભગ્ન થઈ.

અને એ દુઃખ ન જોઇ શકવાથી એણે ડોકિયું કર્યું, એવી દષ્ટિ પાછી ખેંચી લીધી. એને થયું, મારો વિનોદે ય હું ન હોઉં ત્યારે આવો જ પદભ્રષ્ટ થાય ને ? એના કરતાં સુભદ્રાબેનને કોઇને અહીં બોલાવ્યું હોત તો શું ખોટું ? અને કોઈ ન આવી શકે એમ હોય તો હું તો હતી જ ને ? ત્યારે તો રસોઇ કરવા જવામાં કંઇ વાંધોય નહિ. પણ એ તો સુભદ્રાબેને ય તે દિવસે કહેતાં હતાં ને ? કે પડેલી પ્રસૂતિ રહી એટલે આપણું ન જઇએ તો ઠીક પણ માબાપને કાયમનું સાસરિયાંનું મહેણું રહી જાય. શું રિવાજે ય બળ્યા કર્યા છે !

કચેરીમાં જતાં વિનોદે ચાવી અંદર નાખતાં કહ્યું: "મંછાબેન! પાણિ-યારી આવી નથી. આવે ત્યારે ચાવી આપજો."

ચાવીને ઠેકાણે મૂકતાં સુશીલા બબડી: "એ તો હું એ લુચ્ચી પાણિ-યારીને ન ઓળખતી હોઉં ત્યારે ને! સુભદ્રાબેન કાલ જવાનાં છે એ જાણી એણે કેવો તરત વખત બદલ્યો? એના મનમાં કે હવે મને કોઈ પૂછનાર નથી, પણ સુભદ્રાબેન તો જવા દે એવા હતાં ને હું તો ધૂળ કાઢી નાખીશ."

અને પાણિયારી આવી એવી જ એને ધમકાવતાં સુશીલાએ કહ્યું: "કેમ, ગંગા! સુભદ્રાબેન ગયાં એવો જ ટાઈમ બદલી નાખ્યો?"

ગંગાએ પોતાનું દુઃખ રડતાં કહ્યું: "અમારે મજૂરીઆ લોકને વળી શા ટેમ? આ નાની છોકરીને જરા રાતનું વધારે થયું છે એટલે સવારમાં ન અવાયું."

"હઅં!" જાણે હું સમજું છું એમ કહેતી હોય તેમ સુશીલાએ કહ્યું.

ગંગાએ કહ્યું: "ચાવી લાવો જોઈ."

સુશીલા: "ચાલને, હું ઉઘાડી આપું છું."

અને સુભદ્રાની ખાલી પડેલી જગા ઉપરનો કામચલાઉ ચાર્જ એણે સંભાળી લીધો. એક અમલદાર બદલાઈ નવો આવે ત્યારે પોતાનો પ્રભાવ પાડવા નીચલા નોકરોને એક ઉપર એક સૂચના કરવા માંડે, જાણે પહેલાં એ લોકો જેમ ચલાવતા તેમ હવે નહિ ચાલે. એની માફક સુશીલાએ ગંગાને સૂચનાઓ આપવા માંડી: "જો ગંગા! સુભદ્રાબેન ગયાં એટલે તું જાણે છે કે પુરુષને ઘરના કામની ઝાઝી ગમ નહિ, માટે બેડાં બરાબર વીંછળીકરીને ભરવાં.'

અને ગંગા પાણીનું બેડું લઈ બહાર ગઈ, એટલે એણે રસોડામાંનાં વાસણ સાફ કરવા મૂકયાં હતાં તેની વીઝીટ કરવી શરૂ કરી.

વધેલી દાળમાં એણે હાથ ઘાલી જોયો, તો ઓગળ્યા વગરના બધા

કકડા નીચે બેસી ગયા હતા. ભાત નીચે ચોટીને સજ્જડ થઇ ગયો હતો. કુતૂહલથી એણે પેટી ખોલી જોઇ તો અંદર વધેલી ભાખરીનો આકાર જોઈ એ મોંમાં આંગળી ઘાલી ગઈ: "બાપ રે ! આટલી બધી જાડી તે શે ખાધી જાય! ને બળ્યો એનો ઢંગેય કેવો છે ! એક ખૂણો ઉત્તરમાં તો એક પશ્ચિમમાં !"

ચોકડીમાં પલાળેલું ધોતિયું જોતાં એને થયું, આમ સવારનું ભીનું કપડું સાંજ સુધી પડી રહે એટલે કોહી ગયા વગર રહે ? પણ આ તો વહેલી હવે આવવાની જ નહિ. આના કરતાં પંચિયું પલાળીને નાહવું એ જ સારું !

અને ગંગા પાણીનું બેડું ભરીને આવી એટલે બીજી સૂચના આપી: "જો, આ ધોતિયું સવારનું કોહે છે માટે એને પહેલું ધોઈ નાખ."

ગંગાએ સાબુ માગ્યો એટલે એણે તાકામાંથી લાવતાં કહ્યું: "તું પેલાં એંઠાં વાસણમાં પાણી રેડ એટલે બધું ચોંટી ગયું છે તે ઊખડી જાય. ત્યા સુધીમાં હું સાબુ દઇ આપું છું."

ગંગા બબડી: "ઓ હો મારી બઇ ! આ તો ઓઝા કરતાં ગધેડી ડાહી !"

અને વાસણ અને કપડાં લઇ એ ચાલી, એટલે સુશીલાએ બીજી સૂચના આપી: "જોજે, ધોતિયું બહુ ટીપતી નહિ, નહિ તો એ તો પાતળું પાણી જેવું છે એટલે ફસકી જશે."

"આ આટલા બધા ચીબાવલાવેડા શું કામ કરતી હશે ?" ગણુ-ગણી ગંગા આગળ જાય ત્યાં તો સુશીલા વધુ ઉતાવળી બોલી: "વાસણ પાછી મૂકતી ના આવું."

હવે ગંગાથી એ સહ્યું ન ગયું. એણે સ્પષ્ટ, પણ કોઈ ન સાંભળે તેમ કહ્યું: "આટલા બધા ચાળા કર્યા કરતાં સીધી એમના ઘરમાં જ બેસી જાને, એટલે નિકાલ મટે."

અને સુભદ્રા હતી ત્યાં સુધી એને ખ્યાલ નહોતો આવ્યો તે આંખ આગળ ભજવાતો લાગ્યો. જરૂર, જરૂર, આજની નખરાળી છોકરીઓ ચૂકે જ નહિ. એવું ના હોય તો એને નહિ સગું નહિ સાગવું તો ય આટલી બધી પૈડ શું કરવા જોઇએ? એ બિચારી આવશે ત્યાં સુધીમાં તો ભલો હશે તો એના ધણીને જ પચાવી પડશે.

વળી એણે મન વાળ્યું: "આપણે શી એ લોકોની પંચાત? આપણે તો કામ સાથે કામ! એમાં જો એ બહુ ટકટક કરશે તો બે દા'ડા સાંભળીશ. પછી તો રોકડું જ પરખાવી દઇશ એટલું બધું દાઝતું હોય તો ઘરમાં પેસીને કરી લેને, કોણ તને ના કહે છે?"

ત્યારે સુશીલા એના તરંગોમાં વિહરતી હતી: "વાસણ લાવે તેમાં શું રંધાયું? પછાડપછાડ કરી ગોબા ના પાડે તે ય જોવાનું રહ્યું ને? કાચનાં વાસણ તો હું જ ધોઇને મૂકી દઇશ એટલે ભાંગવા કરવાની ચિંતા જ નહિ."

અને ગંગા આવે ત્યાં સુધીમાં તો ઓરડો વાળેલો હતો છતાં ફરીથી વાળીઝૂડીને સાફ કર્યો. ખીંટીએ ભરવેલાં કપડાં ઝાડી નાખ્યાં. કૅલેન્ડરનું પાનું ફાડયું. ટેબલ ઉપર કાગળો પડયા હતા તે સરખા કરી ઉપર બાજુમાં પડેલી ચોપડી મૂકી દાબી દીધા.

ગંગાએ એ બધો ફેરફાર જોઇ લીધો. અને સૂનું ઘર પડતાં પોતે ફાવશે તે આશા નિષ્ફળ જવાથી કે સુશીલાની ખોટી ટોકથી–ગમે તેમ પણ એ જતી વખતે એના ભણી તીક્ષ્ણ નજર ફેંકતી ગઇ.

*　　　*　　　*

પણ એ સર્વ કરતાં સુભદ્રાના પુત્રજન્મની ખુશાલીનો હર્ષ સુશીલાથી ઢાંકયો ઢંકાયો નહિ વિનોદ કચેરીમાંથી આવતાં આંગણામાં પિતાજી સાથે વાત કરતો હતો, એ સાંભળી લેતાં સુશીલા કૂદતી, છલંગો ભરતી અંદર દોડી.

સાસરે જવા લાયક છોકરી આમ બાળકોની પેઠે કૂદાકૂદ કરે એ

અસભ્ય માની, માએ રોષ કરતાં કહ્યું: "તને કેટલી વખત કહ્યું કે તું તે કંઈ હવે નાની છે–તે આમ હેલાળા ભર્યા કરે છે?"

અંતરનો ભાવ વ્યક્ત કરતાં એ બોલી: "એવું ખુશ થવા જેવું હોય તો કૂદીય પડાય!"

"એવી તે શી વધામણી છે?"

"સુભદ્રાબેનને પુત્ર જન્મ્યો!"

માને ય આનંદ થયો. એણે પૂછ્યું: "કોણે કહ્યું?"

સુશીલાએ જવાબ ટાળતાં કહ્યું: "એ બધી યે તારે પંચાત!"

ત્યાં સુધીમાં પિતાએ વધાઈ ખાધી: "સાંભળે છે કે? સુભદ્રાબેનને........"

"પુત્ર જન્મ્યો એ કહો છો ને?" માએ આગળથી ઝડપી લીધું.

"તને કોણે કહ્યું?"

"આ નોય તમારી લાડીલી! તમને બહાર વાત કરતાં સાંભળ્યા હશે તે તરત કૂદતી કૂદતી કહી ગઈ."

અને સુભદ્રાબેન ક્યારે આવે ને પુત્રને ઝડપી લઉં તેની જ માળા જપતી સુશીલાને, એમને આવવાની બે દિવસની વાર હતી ત્યારથી તો, ઊંઘમાં ય નાના નાના હાથ એના ભણી લંબાતા હોય તેમ ભાસ થતો.

વળી એટલું નાનું બાળકે ય, સુભદ્રા આવી ત્યારે, કેટલાંએ લેવા હાથ લંબાવ્યા પણ કોઈની પાસે ન જતાં સુશીલાની સાથે જૂનું ઓળખાણ હોય તેમ એની સોડમાં સંતાઈ ગયું.

સુશીલા જો કે બધાનાં દેખતાં એના મોંનો આકાર બરાબર મેળવી ન શકી. પણ એકાંતમાં નકલની મૂળ પ્રત સાથે મેળવણી કરતી હોય તેમ એનાં અંગ-ઉપઅંગ મેળવવા લાગી. નાક તો એના જેવું અણિયાળું જ છે. આંખ જરા મોટી છે કે શું? ના, ના, એ તો હજુ બાળક એટલે લાગે. જબરો ભાગ્યશાળી લાગે છે. કપાળ કેટલું મોટું છે? પણ ટાલિયો

થશે કે શું ? માથે વાળ બહુ જણાતા નથી. મોં ગોળ લાડવા જેવું છે ને ! બધું, તો બધું પણ દાઢીનો ખાડો ય બાકી નથી રહી ગયો ને !

એને હસતો જોઈ એણે કહ્યું: 'લુચ્ચા ! શું હસે છે ?" અને ટૂંટિયું વાળેલા પગ સાથે હાથનું માપ લેતાં હાથ ઢીંચણથી નીચે ગયેલા જોઈ એ હર્ષઘેલી થઇ ગઈ. અને માને વધાઈ ખાવા દોડી: "બા ! બા ! જો તો ખરી, આના હાથ તો ઢીંચણથી નીચા છે !"

વગર જોએ માએ પ્રતિકાર કર્યો: "શું ગાંડા જેવી વાત કરે છે !"

"પણ જો તો ખરી."

"જો તું તારી મેળે !' માએ એની મૂર્ખાઇમાં સાથ આપ્યો.

પણ પોતાનું સત્ય સાબિત કરવા માપી બતાવવા ગઇ, ત્યાં તો એણે પગ લાંબા કરી નાખ્યા.

એને મીઠી મધુરી ટપલી મારતાં સુશીલાએ કહ્યું: "આવડો છે પણ કેવો એની મા જેવો પાકો છે ! તે વખતે ટૂંટિયું વાળી દીધું હતું તે હું તો ભૂલી જ ગઇ."

અને ચોળાચોળ થતાં એ રડવા જેવો થાય એ પહેલાં એ સુભદ્રાને આપવા ગઇ: "લ્યો, આને ધવરાવો. ભૂખ્યો થયો છે."

સુભદ્રાને સુશીલાની શરમાળ વૃત્તિ યાદ આવી એટલે પિયેરમાં જે હોય તે 'ભાણાનું મોં એના બાપ જેવું છે' કહેતું એ સાંભરી આવ્યું. એણે પૂછ્યું: "સુશીલા ! આનું મોં કોના જેવું છે ?"

"તમારા જેવું વળી." સુશીલાએ ભાવ છુપાવતાં કહ્યું.

"જો વળી, હજુ ય એની એ શરમ કે ?"

"શાની શરમ ? મને તો લાગ્યું એવું કહ્યું."

"સાચું બોલે છે ?"

"તમે માનો એમ."

"હું તો કહું છું કે જૂઠું બોલે છે."

"તો એમ." સુશીલાથી હસી જવાયું.

"જા, જા, એમ શરમ રાખે ત્યાં ઓછું નભવાનું છે?"

સુશીલાએ કંઇ જવાબ ન આપ્યો એટલે સુભદ્રાએ કહ્યું: "જે હોય એ એના બાપના જેવું મોં કહે છે. ને તું મારું નામ દે તે હું કેમ માનું?"

સુશીલા: "ત્યારે જાણીને શું કરવા પૂછો છો?" ને ત્યાં તો બચુએ સુશીલાને મોંએ બાચકો ભરવા માંડયો એટલે એણે કહ્યું: "આટલો છોકરો ય માનું ઉપરાણું લેઇ મને મારે છે ને."

સુભદ્રા: "જૂઠું બોલે એટલે મારે સ્તો."

અને સુભદ્રાના આવતાં, ઘરનો કામચલાઉ લીધેલો ચાર્જ પાછો સોંપી એણે બચુનો લગભગ સંપૂર્ણ કબજો લઈ લીધો.

જો ઝભલાને સહેજ ડાઘ પડયો હોય તો તરત બદલી નાખતાં એ સુભદ્રાને કહેતી: "ઝભલું કેટલું બધું મેલું થયું છે પણ બદલતાં ય નથી ને?"

સુભદ્રા એની લાગણીને સમજી કહેતી: "તું છે, પછી મારે એની શી પંચાત?"

એની આંખોમાં મેશ ઘાલવા એ વળગતી ત્યારે મા એને ટોકતી: "રે'વા દે તારું ડહાપણ! કંઇ ઉડઝૂડ કરતાં તેની આંખ ઝૂંકવીશ."

આછા વાળને ઓળી પોંથી પાડવાના એ વ્યર્થ પ્રયત્ન કરતી, ત્યારે સુભદ્રા એની ઘેલછાને હસતી: "તું એને માથે કયાં વાળ જુએ છે કે કયારની પોંથી પાડવા મથે છે?"

એક દિવસ સુશીલાની એ ઘેલછા વિષે સુભદ્રા અને મંછાબેન વાત કરતાં હતાં. મા બોલી: "મૂઇને તમારો છોકરો જોઇને શું ઘેલું લાગ્યું છે કે હું ટોકતી રહું છું તો ય નજર ચૂકવી એને રમાડી જાય ત્યારે એને જંપ વળે છે."

સુભદ્રાઃ "પણ ટોકો છો શું કરવા ?"

માઃ "સમજ્યા વગરનું ડહાપણ કરે ત્યારે ના કહેવું પડે ? તે દિવસે તમે રેચ આપતાં હતાં ત્યારે મેં એને બોલતી સાંભળી, 'આટલી બધી દવા પવાતી હશે ! એથી તો બિચારાનું ધાવણું નીકળી જશે' તે મેં એને કહ્યું: 'મા કરતાં તું વધારે ડાહી છે કે ડહાપણ કરતી હતી !' તે ઊલટી પોતાની ભૂલ કબૂલ કરવાને બદલે મને કહે–'તુંય બા જોયા વગર શું બોલતી હશે ! ખાસ્સો ચમચો ભરીને એવડા છોકરાને પાય તે એ વેઠે ?' પણ મેં કહ્યું: 'તને એની શી ગતાગમ કે વેઠે કે ના વેઠે ?' એક વખત તો એ શરમાઇ ગઇ પણ બોલે બંધાય એવી ક્યાં છે ? કહેઃ 'નાનાભાઇને તું કેટલી દવા પાતી એ કંઇ મેં નથી જોઇ ?' ને હુંય મૂઇનું ડહાપણ સાંભળી કંઈ ન બોલી."

સુભદ્રાઃ "આમ તો એ જબરી કાળજી રાખે છે. કાનના મૂળ આગળ હું બે દિવસ પાવડર છાંટવાનું ભૂલી ગઈ ને સહેજ કહોવારો લાગ્યો ત્યારથી રોજ મેં પાવડર છાંટયો હોય તો ય ફરી છાંટયા વગર નથી રહેતી."

માઃ "છોકરાં તો એને નાનપણથી જ બહુ વહાલાં છે. પણ તમારા છોકરાને જોઇને તો એ ગાંડી જ બની ગઈ છે !"

આમ સુશીલા બચુની કાળજી રાખતી એટલું જ નહિ, પણ એને રડતો દેખીને એ સાનભાન ભૂલી જતી. પોતે એની મા હોય ને સુભદ્રાને સાચવવા માટે આયા રાખી હોય તેમ એ એને વઢતાં પોતાની જાત ભૂલી જતી.

"સુભદ્રાબેન ! આ ક્યારનોય રડી મરે છે ને તમે શું મોતી પરોવો છો ?"

"એ તો આખો દિવસ રડે માટે કામ મૂકી દેવાય ?"

"તે એના કરતાં કામ કેવુંક જબરું છે ?"

અને જે વિનોદની એ પૂરેપૂરી સગવડ સાચવવાની ઇચ્છા રાખતી

હતી તે ઢીલી પડી હોય તેમ સુભદ્રા રસોઈનું બહાનું કાઢતી, ત્યારે એ બચાવે ય સુશીલા માન્ય ન કરતી: "એવું હોય તો એક દિવસ રોટલી વગર ભૂખે મરી જવાય છે ?"

સુભદ્રા હસીને કહેતી: "છોકરું તો રાજાનું ય રડયા વગર મોટું નહિ થવાનું."

સુશીલા છેલ્લી ચેતવણી આપતી: "જુઓ, સુભદ્રાબેન ! કહેનાર કહી રહ્યાં ! હવે બચુને રડાવશો તો હું તમારી સાથે લડયા વગર નહિ રહું."

સુભદ્રા હસતાં હસતાં જવાબ દેતી: "અત્યારે જ વઢ ને, એટલે હું જોઉં તો ખરી."

અને ઘણી વખત તો સુભદ્રા, વિનોદ ઘેર હોય ત્યારે સુશીલા આવી શકશે નહિ એમ જાણતી, એટલે એને ખીજવવા જાણી જોઇને બચુને રડતો છાનો રાખતી નહિ. જો કે વિનોદના ગયા પછી સુશીલાનો રોષ વહોરી લેવો પડતો.

સુભદ્રા હસતી: "આટલી બધી લાગણી અત્યારે થાય છે ત્યારે તે વખતે કેમ ન આવી ?"

સુશીલા હથિયારને મ્યાન કરતાં કહેતી: "બહુ અત્યાચાર કરશો તો મને આવતાં કંઇ શરમ આવવાની છે ?"

અને ખરેખર એવો પ્રસંગ આવ્યા વગર ન રહ્યો. વિનોદ એનાં કાગળિયાં લખ્યા કરતો હતો. સુભદ્રા રસોડામાં ગડમથલ કરતી હતી અને બચુ પારણામાં રહ્યો રહ્યો ચીસો પાડતો હતો. સુશીલાથી એની ચીસો ન સહી શકાઇ. એ વિનોદની હાજરીનો ખ્યાલ ભૂલી–"સુભદ્રાબેન, તમે મા તે છો કે......" બોલતી એ ઘરમાં એટલી ઝડપે દાખલ થઇ કે વિનોદને જોઈ એને પાછા વળવાનો અવસર ન રહ્યો. હા, એની જીભ તો અટકી જ ગઈ. અને પારણામાંથી એને શકરા બાજની ઝડપે ઊંચકી એ બહાર નીકળી ગઇ.

છતાં આપદ્ધર્મ વખતે શીલવતી ગૃહિણીય સંકોચ છોડી મેદાને પડે છે, તેમ બચુના મંદવાડ વખતે એણે વિનોદની હાજરીમાંય ત્યાં બેસી રહેવા માંડયું. સુભદ્રા બીજે કામે હોય તો વિનોદના હાથમાંથી અવળી નજરે દવા ય લેવા લાગી.

છેવટ એની ચાકરીના ઉજાગરાસાં સુભદ્રાને તાવ આવી ગયો, ત્યારે વિનોદ સાથે બચુને લઇ એ દવાખાને ય જઇ આવી.

અને આ માંદગીમાંથી બચ્યા પછી તો સુશીલા સુભદ્રાના ખોરાકની ય કાળજી લેવા લાગી.

"ભીંડાનું શાક ન ખાતાં–એ તો નર્યું પિત્તનું ઘર!"

"મેં તો ચાખ્યું જ નથી."

"તમારું તો ભલું પૂછવું! તે દા'ડે, દહીં ચાખ્યું એમાં કેટલું થઇ ગયું હતું?"

"પણ મને કંઈ એમ ખબર હતી કે સહેજ ચાખ્યામાં એટલું બધું થઇ જશે."

"એ વાત જવા દો, પણ તે દા'ડે હું ના હોત તો કેળું તો ખાત જ ને?"

"બળ્યો જીવ એવો છે કે ચાખ્યા વગર જંપ વળતો નથી."

અને જાણે કહેતી હોય કે માંદો પડે તો વચવેગળે તમારે શું? હું તો છોકરો ખોઇ જ બેસું ને? "તમને તો ચાખવાનું મન થાય સ્તો! માંદા પડે તો તમારે શું? તમે જોડે ખાટલો ઢાળી સૂઇ જાવ એટલે બીજાને વચવેગળે ઉપાધિ.'

સુભદ્રાએ એનો સ્વીકાર કરતાં કહ્યું: "એ તો ખરું. તે વખતે તારે કેટલી ચાકરી કરવી પડી હતી?"

સુશીલાએ પોતાનો ભાવ સંતાડતાં કહ્યું: "લ્યો, આ તો કહ્યું એટલે મારા ઉપર જ લઇ ગયાં! પણ તે વગર બીજાંને ઓછી હેરાનગતિ

વેઠવી પડે છે ?"

સુભદ્રા 'બીજા'નો અર્થ સમજી ગઇ એટલે બોલી: "એમ હેરાનગતિ વગર અમસ્તું બાપ થવાય છે? આપણે નવ મહિના પેટમાં રાખી દુઃખ ભોગવીએ ત્યારે એમને એટલો ય લ્હાવો ન મળે ?"

સુભદ્રા તરફનો બધો ય અસંતોષ તેણે આજ પહેલી જ વખત, એક જ વાક્યમાં, સંકોચસહ છતાં વિનોદમાં વાળ્યો: "તમારું ચાલે તો એ ય તમે તો એમને સોંપી દો."

સુભદ્રા પહેલી જ વખત આવો મર્માળુ ટાણો સાંભળી ગાલ પર ટપલી મારતાં બોલી: "પાછી બોલતાં શીખી !"

* * *

પરીક્ષા પાસ થતાં જ સારી લાગવગ હોવાથી સુશીલાના વરને નોકરી મળી ગઈ. જે ઇચ્છા માબાપે રાખી હતી તે સફળ થઇ. જે હૈયું પિયુ ઝંખતું હતું તેને વાલમની વાટડી વટાવી એની પાસે જવાનો સુઅવસર આવ્યો.

રડતી આંખે અને હસતે હૈયે એને વળાવી ત્યારે સુભદ્રાએ સલાહ આપી: "હવે એવી ને એવી શરમાળ ના રહેતી. એમને કેમ રાજી રાખવા એ જરા શીખજે !"

આંખ લૂછતાં લૂછતાં એના મુખ ઉપર હાસ્ય ફરકી ગયું. એની સલાહ સ્વીકારતી હોય તેમ એણે માથું નીચું કર્યું, પણ હસતું હૈયું અંદરથી કહેતું હતું: "તું ના મળી હોત તો કદાચ ન શીખી હોત, પણ હવે તો એમાં તારા કરતાં વધારે હોશિયાર થઇ ગઇ છું."



## ૧૫ : તર્કનો વંટોળ

શનિવારનો એ દિવસ હતો. સાડાદસ વાગે હું હાઇસ્કૂલમાંથી આવ્યો ત્યારે વીણા માથે ઓઢી સૂતી હતી.

કોટ ખીંટીએ ભેરવતાં મેં પૂછ્યું: "વીણા, શરીર નરમ છે કે શું ?"

વીણાએ કૈં ઉત્તર ન આપ્યો ત્યારે મેં એનું મોં ખુલ્લું કરતાં ફરી પૂછ્યું: "શું થયું છે ?"

"તમારે શી પંચાત ?" વીણાએ ઉડાઉ જવાબ આપ્યો. આકાશમાં મેઘધનુષના વિવિધ રંગો ઊડે તેમ એના મુખ ઉપર ક્રોધ, દુઃખ, ચિંતા વગેરે ભાવો ઝાંખા સ્પષ્ટ જણાતા હતા. માથું ઓળનાં બંધ રાખ્યું હોય તેમ વેણીના વાળ વાળ છૂટા હતા. રસોઇ કરતાં પહેરેલી સાડી તેણે બદલી ન હતી. ખાટલા ઉપર નહોતું ગાદલું કે ઓશીકું. ફક્ત ચારસો ઓઢી એ સૂતી હતી. આવી સ્થિતિમાં મેં એને કોઇ દિવસ જોઇ નહોતી. શાળામાંથી આવવાના વખતે એ બારણાના ઉમરા પર બે હાથ પસારી મારું સ્વાગત કરવા ઊભી જ હોય. આ એનો હંમેશનો કાર્યક્રમ હતો.

ને આજ આમ નવો વેશ જોતાં ફરી મેં પૂછ્યું: "વીણા ? રીસામણા–મનામણાનું નાટક તો નથી ભજવતી ને ?'

તેની સ્થિતિમાં સ્હેજ પણ ફેરફાર ન થયો. કંઈ ઊંડી વેદના અનુભવતાં એણે કહ્યું: "મારે વળી કોના આગળ રીસાવાનું ?"

આ નાટક ન હતું તેની મને ખાત્રી થઇ. મેં તર્કના સમુદ્રમાં ડૂબકી મારી પણ તાગ ન નીકળ્યો. રસોડામાં જોયું તો સગડીમાં કોલસા થાકીને ઊંઘી ગયા હતા. ઓગળેલી દાળ કોઇની ગોદાસળી ન હોવાથી નિરાંતે તપેલીના તળીએ બેઠી હતી. હળદર, મરચાં ને મસાલાના ડબ્બા ચૂલા આગળ ઉઘાડે મોંએ પડયા હતા. રોટલી માટે થાળીમાં કાઢેલો લોટ ધીમે ધીમે હસતો હોય તેમ ઊડતો હતો. હું ય હસતા લોટને જોઇ હસ્યો, ને વિચારમાં પડયો.

મારી મૂંઝવણનો અંત આવે તે પહેલાં વીણા બોલી: "તમે આજ સુધી મારાથી વાત છુપાવી. કશું છાનું રહ્યું છે, તે એ રહે ?"

બીતાં બીતાં હું ખાટલા પર બેઠો, ને જાણે હું ગુનેગાર હોઉં તેમ મેં ધીમેથી પૂછ્યું: "મેં શી વાત છુપાવી ?"

તેના બળતા હૃદયમાં ભડકો થયો હોય તેમ તે ઉગ્ર થઇ. ને ક્રોધના આવેશમાં બોલી: "હજુ મારી પાસેથી એ સાંભળવું છે ?"

નિશાન ચૂકતાં શિકારી હતાશ થાય તેમ હું વિવશ બન્યો. બે પ્રશ્નો ખાલી જતાં ભાષારૂપી ભાથામાંથી કયું બાણ ખેંચવું એ ય એક વિકટ સમસ્યા થઇ પડી. વિરુદ્ધ પક્ષની દલીલ તોડવામાં ને મારા વિચારો સત્ય સાબિત કરવામાં હું મિત્રમંડળમાં એક્કો ગણાતો. પણ 'કાબે અર્જુન લુંટિયો, એ જ ધનુષ એજ બાણ'ની મ ફક વીણાની સંદિગ્ધ ભાષાથી હું હાર્યો. બીનગુનેગાર ઉપર તહોમત આવતાં ડરે તેમ હું ય ડર્યો. 'મેં શો ગુનો કર્યો હશે ?' એ પ્રશ્ન મારા વિચારવમળમાં લપેટાઇ ગયો. વીણાની માનસિક સ્થિતિ જોતાં કેવી રીતે વાત પૂછવી તે ય સૂઝતું નહોતું. છંછેડાએલી સિંહણ ફૂંફાડા મારે તેમ એ જવાબમાં ફૂંફાડા મારતી હતી. ખમીસ ભીનું થયું હોય તેમ ઠંડું લાગ્યું. હું તેને કાઢી ખીંટીએ ભેરવવા જતો હતો, ત્યાં વીણા ધીમેથી પણ ઠપકાભરી દૃષ્ટિએ બોલી:

"આજ સુધી આપણે બંને પરસ્પરને ચાહીએ છીએ એમ હું માનતી હતી. પણ આજે મને લાગ્યું કે હું અનુમાન કરવામાં છેતરાઇ છું."

વિષયનો છેડો આવતો હોય તેમ મને લાગ્યું. મૂળ વસ્તુ સમજવાનો પ્રયત્ન કરતાં મેં કહ્યું: "વીણા ! મને લાગે છે કે કોઇ વિઘ્નસંતોષીએ તારા કાન ભર્યા છે. કદાચ એનાથી આપણું સુખ જોયું નહિ જતું હોય."

વીણા બેઠી થઈ, જરા દૂર ખસતાં બોલી: "વિઘ્નસંતોષીએ નહિ પણ શુભેચ્છકે કહ્યું હોય તો ?"

કોઇએ આબાદ નિશાન તાકયું હતું. મારું મન ફરી ચકડોળે ચઢયું. હજુ હું એ શુભેચ્છકનું નામ પૂછું તે પહેલાં તેણે ફરીથી શરૂ કર્યું: "હવે મને તમારી પાથરેલી બધી જાળ સમજાય છે."

"શાની જાળ ?" મેં ક્રોધથી પૂછયું.

'સંતતિનિયમનની.' વીણાએ તરત સામો જવાબ આપ્યો. ફરીથી મને વિષયનો છેડો ગુંચાતો લાગ્યો. મારી ધીરજ હવે ખૂટી ગઇ, જે વીણાના ડહાપણનું હું અભિમાન લેતો, એ આજે મૂર્ખ થઇ બેઠી હતી. જે હૃદય એને જોઇ આનંદથી ઉભરાતું હતું તે અત્યારે રીસથી ભરાઇ ગયું હતું, ને કદાચ મારી પાસે વિચારશક્તિ ન હોત તો તેના આ અવિચારી પગલા માટે મારો હાથ તેના ઉપર ઊંચો થયા વગર ન રહેત.

ને એ ક્રોધમાં ને ક્રોધમાં મેં સત્તાવાહી સ્વરે પૂછયું: "વીણા ! સ્પષ્ટ વાત કરી નાખ. આ સ્થિતિ હું વધુ વખત સહી ન શકું."

"પણ હું તો એક પળ પણ સહેવા તૈયાર નથી." વીણાએ ધીમેથી બેધડક જવાબ આપ્યો.

"વીણા ! તું મારી ભલમનસાઇનો દુરુપયોગ કરે છે."

"ને તમે મારા ભોળપણનો કયારનોય દુરુપયોગ કરી નાખ્યો છે."

"એવી અસ્પષ્ટ વાત મારે નથી સાંભળવી."

"તો તમે સંતતિનિયમનની શા માટે હિમાયત કરો છો !"

"પણ તેને આ વાત સાથે શો સંબંધ છે ?"

"પ્રથમ હું પૂછું તેનો જવાબ આપો" વકીલ ઊલટતપાસ કરે તેમ વીણાએ પ્રશ્ન ઉલટાવ્યો.

મેં જવાબ આપ્યો: "સંતાનેચ્છાનો અભાવ. એ જવાબદારીમાંથી હમણાં મુક્ત રહેવા."

"તદ્દન જૂઠું."

"ત્યારે ?"

"સમાજમાં મને ઉતારી પાડવા." વીણાના આ શબ્દોથી મને આશ્ચર્ય થયું. સ્વપ્નેય મેં આ વિચાર સેવ્યો ન હતો. ને છતાં અત્યારના પ્રસંગને એની સાથે શો સંબંધ છે તે ય સમજવું મુશ્કેલ હતું.

"એમ કરવાથી મને શો ફાયદો ?" વગર સમજ્યે હું પ્રવાહમાં તણાતો હતો.

વહેતા પ્રવાહના વમળમાં વધુ ને વધુ તણાતી વીણાએ કહ્યું: "ફાયદો ? મને દૂર કરતાં ફાવે."

ખરેખર વીણાને કોઈએ રગ જોઈને ઇન્જેક્શન આપ્યું હતું. કલ્પનામાં પણ જે વિચાર નથી ઉદ્‌ભવ્યો તેનો આરોપ મારા ઉપર મૂકી વીણા મને અન્યાય કરતી હતી. આ સંયોગમાં હું વધુ ઉગ્ર બનું તો તેનો સંશય દૃઢ થાય તેમ હતું.

"વીણા ? તને કોઈએ ઊંધે માર્ગે દોરી છે." મેં કહ્યું. છેવટ બધોય ક્રોધ એક સામટો ઠાલવતાં એ બોલી: "તો તમે ફરી પરણવાનો વિચાર નથી કર્યો ?"

મારા ઉપર વીજળી પડે તેમ થયું. પણ મકાન ઉપર રાખેલો ત્રાંબાનો તાર વીજળીને ગળે તેમ હું આઘાત ગળી ગયો. ને સ્વસ્થ થતાં મેં પૂછ્યું: "કોણે કહ્યું ?"

"કોણે કહ્યું ?" મારા પ્રશ્નનો પડઘો પાડતી હોય તેમ બોલી તે ઊઠી. ગુનેગાર નહોતો, છતાં ગુનેગાર અનુભવે એવો થડકાર મેં અનુભવ્યો.

વીણાએ મારી આગળના ટેબલનું ખાનું જોરથી ખેંચ્યું ને મારું હૃદય એટલા જ જોરથી ધબકી ઊઠ્યું.

"વાંચો." આમ કહેતાંની સાથે ફાડેલું કવર તેણે મારા તરફ ફેંક્યું. સિરનામું જોતાંજ મેં નિરંજનના અક્ષર ઓળખ્યા. કવરમાંથી પત્ર મેં વાંચ્યો ત્યારે મારું હૃદય કહી રહ્યું હતું કે એક મિત્રના પત્રમાં એવું તે શું હશે જેથી વીણા આટલી ગુસ્સે થઈ!

"...તારા લગ્ન વિષેની વાત તો મેં ગઈ કાલે તારા ખાસ મિત્ર સોમેશ્વર પાસેથી જ જાણી. તેણે મને પૂછ્યું: "મનહરલાલે લગ્ન કર્યું ?" સારું થયું એ તો સોમેશ્વરે વાત કરી, નહિ તો તું મને અંધારામાં જ રાખત ને ? શું તું ફરી પરણવાનો છે? મને લાગે છે કે આપણે ભણેલા લગ્નને બંધન સમજી વહેલાંમોડા એને ફગાવી તો નહિ દઈએ? દરરોજ પેપરમાં ઉચ્ચ શિક્ષણ લીધેલા યુવકો પોતાનાં સ્ત્રી-બાળકોની દરકાર કર્યા વગર પોતાના જેવી કેળવણી લીધેલી યુવતી સાથે લગ્નથી જોડાયાના સમાચારો છપાય છે. તેમાંય પ્રથમ પત્ની અભણ, કુરૂપ કે સંતાનવિહોણી નથી હોતી, છતાં તેના કરતાં કોઈ રીતે ચડિયાતી ન હોય તેવી યુવતી સાથે લગ્ન કર્યાની વાતોય આવે છે. ત્યારે આજનો યુવક આ કેળવણીથી વિલાસી ભ્રમર બની ગયો છે કે શું ? અમારા સીનેમા-જગતમાં તો નીતિ અનીતિની રેખાઓ ઝાંખી ઝાંખી દેખાય છે. તેય ભુંસાઈ જવા આવી અને મને લાગે છે કે સ્ટુડિયોમાં ભાગીદારી સિવાય બીજો કૈં સંબંધ ન હોવા છતાં હું એક ભાગીદાર તરીકે પણ રહી શકીશ કે કેમ એ શંકા છે.

"પણ તેમાં ય સમાજના ઘડવૈયા શિક્ષકોને ય પરણવા લાગ્યો હોય તેમ ઘરમાં બૈરી-છોકરાંને સૂતાં મૂકી શિષ્યા સાથે લગ્નગ્રંથીથી જોડાયાના દાખલા બન્યા છે, ત્યારે સમાજ હવે કોની પાસે સારી આશા રાખે ?

"વીણાનું હંમેશ હસતું મોંય તને એ પગલું ભરતાં નહિ રોકે? વીણા આગળ મારે તારી ચાડી ખાવી પડે તે પહેલાં એ વિચાર તજી દઈશ, એવી આશા રાખતો, તારો, સ્વૈરવિહારી નિરંજન"

પત્ર વાંચી હું ખૂબ હસ્યો. શ્રી રામનારાયણ પાઠકના સ્વૈરવિહારનું અનુકરણ પત્રવ્યવહારમાં કરી તેણે મારી જે સ્થિતિ કરી તે તો હું તેને મળું ત્યારે કહું ને ? મને હસતો જોઈ વીણા વિચારમાં પડી ગઈ. પત્ર વાંચી મારું મોં પડી જશે એમ અનુમાન હતું, પણ મારું હાસ્ય એને મૂંઝવી રહ્યું હતું. યુનિવર્સિટીની પરીક્ષાનું પરિણામ પ્રસિધ્ધ થતાં સફળ થયેલો વિદ્યાર્થી હરખાય તેમ હું હરખાતો હતો.

હું વિજયી થયો. વીણા હારી. નિરંજનને સ્વૈરવિહાર કયાંથી સૂઝયો, એ વાત મારે વીણાને કહેવી જ રહી.

નિરંજન ને હું કૉલેજના પ્રથમ વર્ષથી એકબીજાને ઓળખતા થયા હતા, ને કૉલેજનાં ચારેય વર્ષ અમે સાથેજ ગાળ્યાં હતાં. બી.એ.ની પરીક્ષા આપી અમે આ વખતે ઘેર ન જતાં વડોદરા જ રહ્યા હતા. શું કરવું ?—એ ભાવિનો પ્રશ્ન હજુ અમારે માટે અણઉકેલ્યો જ પડયો હતો.

મેટ્રીકની પરીક્ષાના એક અઠવાડિયા પહેલાં નિરંજને મને કહ્યું: "જીવતો હાસ્યરસ આવે છે."

હું ન સમજ્યો. મેં પૂછયું: "શું છે ?"

નિરંજન: "મારી સાસરીથી એક મહાનુભાવ પરીક્ષા આપવા આવવાના છે. એક અઠવાડિયું ખૂબ મઝા આવશે."

મેં પૂછયું: "આનંદી હશે ?"

નિરંજન: "જાતેજ આનંદ સ્વરૂપ છે."

નિરંજનનો આ કટાક્ષ હું તે વખતે બરાબર ન સમજ્યો. પણ સ્ટેશન ઉપરની પહેલીજ મુલાકાતે મને એ કટાક્ષ પાછળનો ભાવાર્થ સમજાયો. એમનું નામ સોમેશ્વર. રંગે શ્યામ. નાક લાંબું ને ફૂલેલું, અને બેઠેલા ગાલનાં હાડકાં ઉપસી આવ્યાં હતાં. એક બગલમાં બીસ્તરો ને હાથમાં પુસ્તકો ભરેલી બેગ લટકતી હતી.

મોટરમાં બેઠા પછી એ બોલ્યો: "નિરંજનકુમાર ! વાત ન કરો એટલી ગાડીમાં ભચડામણ. ટાઢી રાત હોય તો જાણે ઠીક, પણ આ બફારાની રતમાં જીવ નીકળી જાય તેમ થાય છે."

મઝાકનું જીવતું જાગતું રમકડું હોય તેમ મને લાગ્યું, ને શરૂઆતથી એ લાભ લૂંટતાં મેં કહ્યું: "સાળાભાઇ ? બીસ્તરો નાહક શા માટે લાવ્યા ?"

તેમણે મારા "સાળાભાઇ" સંબોધનનું ઓડીટ ન કાઢતાં કહ્યું: "ઓચ્છા તમે અહીં છોકરાં છૈયાં સાથે રહો છો, તે ગોદડાં વધારે હોય? એટલે બીસ્તરો બગલમાં મારતો આવ્યો. ઊંચકી લાવી તો ગાડી, એમાં મારું કે તમારું શું ગયું ?"

મોટરમાં બેસી ઓરડીએ આવ્યા એ ટૂંક પરિચયમાં એમની ભાષાની ઓળખ થઇ ગઇ. તેમના શબ્દો એટલે વીણીવીણીને સંઘરેલાં ગામઠી રત્નો. તેમાંય રાત્રે વાતવાતમાં માલમ પડયું કે તે પરણેલા નથી, ત્યારે મજાક કરવાની ખાણ જડયા જેટલો મને આનંદ થયો.

મેં પૂછ્યું: "સાળાભાઈ ? તમે હજુ પ્રભુતામાં પગલાં નથી માંડયાં ?"

જાણે એ એમનો પ્રિય વિષય હોય તેમ ટટાર થયા, ને સામો મને પ્રશ્ન કર્યો: "તે તમને ઝરડું વળગ્યું છે કે નહિ ?"

અમારી વાતમાં માથું ન મારતો નિરંજન પણ હસ્યો. હું તો નાટકનું પાત્ર હોઉં તેમ હાસ્યને સંતાડતાં બોલ્યો: "મારી તો વાતજ ન કરશો."

"કેમ તમે ય મારા જેવા છો કે શું ?"

મેં ધીમે રહી મમરો મૂક્યો: "તમે મરજિયાત કૌમાર્યવ્રત સેવતા હશો, ને હું ફરજિયાત."

સાળાભાઇએ સ્પષ્ટ વાત કરી: "જુઓ, મનહરભાઈ! બધાય ના મળે બાવા બ્રહ્મચારી જેવા. આમ તો મને ય વીસમું જાય છે. ઘરવાળાને

ચિંતા થાય. મારું મન ખરું, એકાદ વર્ષમાં ગમે તેમ કરી ચોકઠું બેસાડી દેવાનું."

મેં ગંભીર મોં રાખી કહ્યું: "હાસ્યમાં ન કાઢો તો એક વાત કહું."

"ના, ના, એ શું બોલ્યા ?"

"પણ રૂપિયા વગર ન બને."

"કેટલા સુધીની વાત છે ?"

"સાતસો–આઠસો. બહુ બહુ તો નવસો."

"સાચું કહો છો ?"

"ખોટું માનો છો ?"

"ક્યાંની વાત ?"

"મારા ગામની જ."

સાળાભાઈ વાતમાં એવા તલ્લીન થયા કે જાણે એમનો વિવાહ થવાની તૈયારીમાં હોય. અમારી વચ્ચેનું અંતર તેમને સાલતું હોય તેમ એ વધુ નજદિક આવ્યા.

"તમારું માને ખરા ?" તેમણે મારા સામું દયાથી જોયું.

"બિચારો ભલો માણસ છે. એટલાય ન લે પણ ઘરમાં સાધન નહિ એટલે લાચાર." મેં તેમને તાળવે ગોળ ચોટાડવા માંડયો.

"તો એટલું બેસાડી આપો. તમને એમ હશે તો કંઇ આપીશું." દેવીભક્ત બોકડાની માનતા માને તેમ તેમણે સને લાંચની માનતા માની.

"એ શું બોલ્યા ? હું કંઇ દલાલ છું ?" મેં સહેજ રોષમાં કહ્યું. રૂઠેલા દેવને આજીજી કરે તેમ મને નમ્ર પ્રાર્થના કરતાં તેમણે કહ્યું: "તમને એવું કહેવાય ? પણ આટલું કામ કરી આપશો તો ઉપકાર નહિ ભૂલું."

આમ વાતચીતથી સાળાભાઈ લગ્ન માટે પાગલ બન્યા હોય તેમ

લાગતા હતા. 'બિચારાને ખોટી લાલચ ન આપ', એમ નિરંજન આંખના ઇશારાથી મને કહી રહ્યો હતો. આવતી કાલની પરીક્ષાનું ય તેમને ભાન ન હતું. મશ્કરીના હાસ્યને બદલે મને હવે તેની માનસિક સ્થિતિની દયા આવી.

વાત ઉપર મેં ટોપલો ઢાંકવા કહ્યું: "હવે આવતી કાલના પેપરની તૈયારી કરો."

સાળાભાઇએ ઉત્તર આપ્યો: "પરીક્ષાની વાત કહું ? મારું મન વાંચવામાં ચોંટતું જ નથી. આ તો ઠીક, ભણતા હોઇએ ત્યાં સુધી કોઈ ભાવ પૂછે; નહિ તો પાસ થવાની કોને આશા છે ?"

ચિત્તભ્રમવાળાની સ્થિતિમાં અને સાળાભાઇની મનોદશામાં ઝાઝો તફાવત ન હતો ને આ પરિસ્થિતિ થોડી વધુ લંબાય તો સહેજ રહેલો તફાવત પણ અલોપ થાય.

"મનહરભાઇ, તમને લાગે છે કે એ તમારું માનશે ?" હું જેમ જેમ વાત વીંટવા માગતો હતો તેમ તેમ એ વધુ ઉકેલ્યે જતા હતા.

ન છૂટકે મેં કહ્યું: "ન કેમ માને ? તમારા જેવો અંગ્રેજી ભણેલો છોકરો મળે, પૈસાદાર ઘર મળે, પછી શો વાંધો ?"

તેમણે મુસ્કેલી બતાવી: "વિવાહ થશે એટલે એ તો અમારા ગામના લોક છે ! કોઇનું ઊંચું થયું કે ભાંગી જ પાડે."

દરેકને હદ હોય છે. હાસ્યથી હવે મારું મન છલોછલ ભરાઇ ગયું હતું, બારી બહાર વધેલું હાસ્ય ઢોળી દેવા હું ઊઠયો, ને ઢોળેલા હાસ્યના પડઘા પડે તે પહેલાં મેં રૂમાલવતી મુખ બંધ કરી દીધું. નિરંજન તો કયારનોય નીચે ચાલ્યો ગયો હતો.

"તમે એટલું કહી દેજોને કે લોકોનું સાંભળે નહિ." હજુ તો હું બારીએ ઊભો હતો ને સાળાભાઇ બોલ્યા. શેખચલ્લીની માફક તેમને મન તો જાણે કન્યા ઘરમાં જ બેઠી હતી.

"કશો વાંધો નહિ." મેં કહ્યું.

"કન્યા મોટી છે?"

"ચૌદ વર્ષથી તો નાની નહિ હોય."

"ને હોય તો શું?"

"કાયદો નડે ને?"

"થોડો દંડ થાય તે ભરી દેવાય."

"એમ હોય તો છ માસ પછી."

"તમે ન સમજ્યા." મને સમજણ પાડતાં સાળાભાઈ બોલ્યા: "કાલે ઊઠીને પાડો છૂટયો કે પાડી. કોઈ હવનમાં હાડકું નાખનાર મળે."

મેં હિંમત આપતાં કહ્યું: "તમે હવે બેફિકર રહો."

હવે તેમને મન પરણી ચૂકયા જેટલી શ્રદ્ધા બેઠી. વાતનો અંત આવ્યો એમ મેં માન્યું, પણ ડૉકટર એક દર્દની ચિકિત્સા કરી બીજો કેસ હાથમાં તેમ તેમણે મારો કેસ હાથમાં લેતાં પૂછ્યું: "તમે કેમ રહી ગયા છો?"

મેં વાત ઉડાવતાં કહ્યું: "હું કયાં રહી ગયો છું? સારી રીતે તો ચાલી શકું છું."

આ વિષયમાં સાળાભાઇ કોઇ નિષ્ણાતની સીફતથી વાત કરતા. "જુઓ, છાશ લેવા જવું ને દોણી સંતાડવી એ ન બને. દરદ તો દેખાડે જ મટે. કોઇ નહિ ને કોઈ હરિનો લાલ મળી આવે. મેં તમને પેટછૂટી વાત કરી તો તમે એનો રસ્તો કર્યો."

હાર્યો જુગારી બમણું રમે તેમ મેં હાંકયે રાખ્યું: "મારી સ્થિતિ વિચિત્ર છે. કુટુંબમાં જે ગણો તે હું."

"મા...બાપ...કોઇ નથી?"

"ના."

"ત્યારે એમ જ કહોને કે મૂળમાં જ રાંટું છે! એ તો બે જણા પૂછતા આવે તો આગળ ધરનાર તો જોઇએ. પણ સ્થિતિ તો સારી હશે ને?" વકીલ અસીલના કેસનો ચોકસાઇથી અભ્યાસ કરે તેમ સાળાભાઈ મનન કરતા.

"એમ હોય ત્યારે તો શું જોઇએ? મિલ્કતમાં જે ગણો તે હું અને એક નાનું ઘર." મેં હવે સારી પેઠે જૂઠાણું હાંકયું.

"એમ નર્યાતાર તો ન હોય. એવું હોય તો બી. એ. કયાંથી થાઓ?" તેમણે ઊલટ તપાસ શરૂ કરી.

"કૉલેજમાં માફી છું ને આ એક ટયુશન છે તેમાંથી થોડું ખર્ચ નીકળે છે. બાકીની વગરવ્યાજે "ચરોતર મંડળ"માંથી લોન લીધી છે." મેં જુબાની આપી.

કેસને સંપૂર્ણ સમજ્યા પછી વકીલ તેની ભયંકરતા તથા અસીલ છટકે નહિ માટે આશ્વાસન આપે એવી મિશ્રણિયા ભાષામાં સાળાભાઈ બોલ્યાઃ "ત્યારે તો મુશ્કેલ ખરું. પણ હવે તો નોકરી કરશો એટલે મળી રહેશે."

તાજા બનેલા બનાવનો દાખલો આપતાં મેં કહ્યું: "બૈરાંની તે શી ખોટ છે? અંબાલાલ માસ્તરે, ન જોયું, ઘરમાં બૈરાંછોકરાં છે છતાં પોતાના વર્ગમાં ભણતી કુસુમ સાથે લગ્ન કરી નાખ્યું. તો આપણને કોઇ હાઇ-સ્કૂલમાં જોડાઇશું એટલે એકાદ કુસુમ નહિ મળી રહે?"

મારી વાતમાં સંમત થતાં એ બોલ્યાઃ "ભોળવતાં આવડે તેને આ જમાનામાં બૈરાંનો તોટો નથી. પણ મારામાં તો એવું રૂપ ને આવડતે ય કયાં છે?"

મેં તેમને આશ્વાસન આપતાં કહ્યું: "તમે હવે નકામી ચિંતા રાખો છો. કન્યા તમારા ઘરમાં જ બેઠેલી માનો ને."

મેં જાણ્યું આ મશ્કરીનો આટલેથી અંત આવશે, પણ સાળા-

ભાઇએ તો એના ઉપર જ મદાર બાંધ્યો હતો. પરીક્ષાના બોજામાંથી મુક્ત થયા પછી ઘેર જતાં એમનું જીવનધ્યેય સફળ કરી જતા હોય તેટલા આનંદથી વિદાય થયા. ને ત્રીજે જ દિવસે એમનો પત્ર આવ્યો.

"સ્વસ્તિશ્રી ગામ વડોદરા મુકામે અનેક શુભોપમાલાયક પરમ પ્રિય મિત્ર મનહરભાઇની સાથ સેવામાં. એતાનશ્રી ગામ ગણપુર મુકામેથી લિ. આપને હરઘડી યાદ કરનાર સેવક સોમેશ્વરના ઘણા ઘણા પ્રણામ માન્ય કરશો.

"બાદ લખવાનું કે મારા દાજીને આપની વાત કરી. પ્રથમ તો તેમણે વાત ન માની. પણ મેં કહ્યું કે શિવપ્રસાદના જમાઇ નિરંજનકુમારના એ મિત્ર થાય ત્યારે તેમને ગળે વાત ઊતરી ને તેમણે તો એટલે સુધી કહ્યું કે હજાર થાય તોય વાંધો નથી. જેમ બને તેમ જલદી ઘેર જઇ નક્કી કરશો ને બને ત્યાં સુધી તમે પણ એમને લઇને અહીં સાથે આવશો. જવાની આળસે ઢીલ ન કરતા. કામ કરેલાનો ઉપકાર નહિ ભૂલું. કાગળનો જવાબ તુરત લખશો.

"એ જ મિતિ સંવત ૧૯૯૨ના ચૈત્ર વદ ૧૨ને બુધવાર દા. સોમેશ્વર ભાઇશંકર."

પત્ર વાંચી હું અને નિરંજન પેટમાં દુઃખવા આવ્યું ત્યાં સુધી હસ્યા. તમે કદાચ ટાઢા પોરનું ગપ્પું સમજતા હશો, પણ સાળાભાઇનો ઉપલો પ્રસંગ સાચે જ બનેલો છે, તમે પણ એવા કેટલાક પ્રસંગો નથી અનુભવ્યા કે જે કલ્પનામાં ય ન આવે તે સાચે જ બન્યા હોય છે ?

મેં નિરંજનને કહ્યું: "આ તો રજનું ગજ થયું."

નિરંજન બોલ્યો: "તેં રજનું ગજ કર્યું, તો હું ગજનું રજ કરી દઇશ."

ને એ જ ટપાલમાં નિરંજને લખી નાખ્યું કે તમારો પત્ર આવ્યો તેની સાથે મનહરે ઘેર લખેલા પત્રનો જવાબ પણ આવ્યો હતો. પણ

અફસોસ ! કે જેની વાત મનહરે તમને કરી હતી તેના વિવાહની બધી વાતચીત થઈ ગઈ છે ! !

ત્યાર બાદ સાળાભાઇનો એક પણ પત્ર મારી ઉપર આવ્યો નથી. જો કે એ વાતને છ આઠ માસ વીત્યા હશે, એટલામાં તો એક દલાલ કાઠિયાવાડથી બે કન્યા લાવ્યો હતો તેમાંની એક સાથે એમણે લગ્ન કરી નાખ્યું હતું.

તે પછી હું "સ્વરાજ્ય હાઇસ્કૂલ" માં જોડાઇ વડોદરા જ રહ્યો. નિરંજનને સાસરીનો વારસો મળતાં મુંબઇમાં નવા નીકળેલા "મોડર્ન સ્ટુડિયો" માં ભાગીદાર તરીકે જોડાયો. હું પરણેલો હતો તે વાતથી તો સાળાભાઇ આજ સુધી અજાણ્યા જ રહ્યા હતા, એટલે હમણાં નિરંજન સાસરીમાં ગયો હતો ત્યારે મને યાદ કરતાં સાળાભાઇએ સ્વાભાવિક પ્રશ્ન કર્યો હતો: "મનહરલાલે લગ્ન કર્યું ?" નિરંજને બાકી હતું તે મારા ઉપર સ્વૈરવિહાર કર્યો.

વાત જાણી વીણાના મનનો સંશય તો ગયો પણ ખુદ ખુદા આવીને આ વાત કહે છતાં વીણા સાચી ન માને; છતાં આ પત્રની હકીકત વીણાએ કેમ સાચી માની લીધી ?

એ વસ્તુ સમજવાનો પ્રયત્ન કરતાં મેં કહ્યું: "વીણા ! મારા ઉપર તારો આટલો જ વિશ્વાસ કે ? શું સમજીને તેં કાગનો વાઘ કર્યો તે તો કહે."

શરમની મારી વીણા અંદરના ખંડમાં ચાલી ગઇ. તેને તેની મૂર્ખાઇ સાલતી હતી. સગડીમાં કોલસા પૂરતાં પૂરતાં એ બોલી: "એ વાત હવે મને ન પૂછશો."

હું ઊઠયો, ને હાથ પકડી તેને બહારના ખંડમાં લાવતાં બોલ્યો: "હવે અત્યારે કંઇ જમવું નથી. ફરી પરણવાની વધામણીમાં સાંજે કંસાર જમાડજે, અત્યારે તો એ વધામણીની વાત જ કહે."

હું હસતો હતો. વીણાનો ચહેરો ઉદાસ તો નહિ પણ ગંભીર હતો. હસતાં ય તેને શરમ આવતી હતી. તેને મનાવતો હોઉં તેમ હું બોલ્યો. "એમાં શરમાવા જેવું શું છે ? જાણે નાટક ભજવ્યું હતું."

બહુ બહુ પ્રયત્ને હું વીણાના મનની વાત કઢાવી શક્યો. વીણાએ પોતે જ કલ્પનાઓ કરી હતી તે કહી બતાવીઃ "નવનો સુમાર હતો. હું વેણી ગૂંથતી હતી ને ટપાલવાળાએ તમારા નામની બૂમ પાડી. કવર ઉપરનું સરનામું જોતાં નિરંજનના અક્ષર ઓળખ્યા. મેં પત્ર વાંચ્યો ને વિચારશક્તિ બહેર મારી ગઇ. વેણી વેણીને ઠેકાણે રહી, રસોઇ રસોડામાં ઠંડી પડી ગઈ ને મારું મગજ તર્કે ચઢ્યું.

"નિરંજન આમ મશ્કરીમાં લખે ? કેટલાક પત્રો આવ્યા છે, પણ કોઇમાં મશ્કરી છે ? પણ બીજા મિત્રે નિરંજનને પૂછ્યું, એ કંઇ હોય ? અમારું જીવન જોઇને તો પોળની સ્ત્રીઓ વખાણ કરે છે, પણ ભણેલાના મનની કોણ જાણે ! મારા મને આમ વિવિધ કલ્પના કરવા માંડી ને એ કલ્પનાએ તમે જુદે જુદે પ્રસંગે વાતચીતમાં કહેલાં વાક્યોનો આધાર લેવા માંડ્યો.

"વીણા ! થોડુંક અંગ્રેજી ભણી હોત તો કેટલું સરસ ! તમારી ટકોર યાદ આવી ને એ ટકોર ઉપરથી કલ્પના ઊઠીઃ આ અસંતોષ નહિ તો બીજું શું ! ઘરમાં ઝઘડા થાય ત્યારે નથી બનતું એમ માનવું ?

"તમારી સામાન્ય વાતચીતનું બીજું વાક્ય યાદ આવ્યુંઃ પતિપત્નીનું જીવન વાણી, વિચાર અને વર્તનમાં એક ન હોય ત્યાં સુધી એ દંપતી સંપૂર્ણ સુખી છે એ માન્યતા ભ્રમ ફેલાવે છે.

"ને તેમાંથી મારા મનમાં વિચારો સ્ફુર્યાઃ 'અમારી જીવનપદ્ધતિ એક છે ? તેમને મહાસભાની પ્રવૃત્તિ, રાજકારણ જેવા જ વિષયો પસંદ છે. ને મને એ વિષયમાં કોઇ વખત રસ ઉત્પન્ન થયો છે ? એમના મિત્રો સમક્ષ

પણ હું તેનો વિરોધ નથી કરતી?

"ને ખાદી વિષેની તમારી ઇચ્છા તમે કેટલા વખત મારી આગળ વ્યક્ત કરી હશે?–વીણા! તું ય ખાદી પહેરે તો કેવું!

"ને હું જે જવાબ આપતી એ યાદ આવ્યો: 'મને તો તમારાં જાડાં ધોકડ ધોતિયાં નથી પસંદ.'

"ને ધર્મના તમારા વિચારો? હું દેવસેવા માટે દીવો કરતી ત્યારે તમે કેટલી વખત કહ્યું હશે: દીવા વિના પરમેશ્વરને નહિ દેખાતું હોય?

"ને હું તમને શું કહેતી? "તમારા જેવા બધા નાસ્તિક થાય ખરું?'

"તમે જવાબ આપતા: હું ક્યાં નાસ્તિક છું? પણ ખોટા ઢોંગ તો જવા જ જોઇએ.

"ને સંતતિનિયમનમાં આપણી વચ્ચે કેટલો મતભેદ છે? નિયમન કોના માટે? એક પણ બાળક વિના કોઇ આ સ્થિતિ ઇચ્છે? હું વિરોધ કરતી ત્યારે તમે કહેતા: હજુ આપણે ક્યાં મોટાં થઇ ગયાં છીએ?'

"દલીલ સાંભળી મારા વિચાર પૂછતા: પચ્ચીસ વર્ષની ઉંમર નાની કહેવાય? મને ય બાવીશ તો થયાં. ને મેં એ દવા લેવા કબૂલ કર્યું ત્યારે તે કેટલા ખુશ થયા હતા?

"આ તમારા વિચારોનું સ્મરણ કરી મારા તર્કનું વિમાન ઊંચું ને ઊંચું ચઢવા લાગ્યું: આમ મન, વાણી ને વર્તનમાં ક્યાંય અમારી વચ્ચે એકતા છે ખરી? ત્યારે તેમના કહેવા પ્રમાણે તે સુખી નહિ જ હોય ને? સંતતિનિયમન મને ભ્રમમાં નાખવાની જાળ તો નહિ હોય? બીજાં બેચાર વર્ષ આમ બાળક વિના જાય તો એ બહાનું કાઢી એ બીજું લગ્ન ન કરે?' તર્કનું વિમાન ઊંચે ચઢતાં હવાના અભાવે હું ગુંગળાતી હોઉં તેમ લાગવા માંડયું. હિમાલયનાં છેક ઊંચા શિખરો શોધવા નીકળનાર સાહસિક જેમ ઊંચે ને ઊંચે ચઢે તેમ હું તર્કનાં ઊંચાં શિખરો

ત્યાં તેમ સાહિત્યસૃષ્ટિમાં પડેલા કોઈનો પરિચય પણ ન કેળવાયો, અને વિશાળ વાચનની સગવડ મળે તેવું સ્થળ પણ ન મળ્યું. છતાં આ પ્રતિકૂળ સંજોગોમાંય જાગેલી વાર્તાકાર થવાની વૃત્તિ સળવળવા માંડી. 'પાટીદાર' માસિકમાં ટૂંકી વાર્તાઓ લખવાની શરૂઆત કરી. ધીમે ધીમે બીજાં માસિકો અને સાપ્તાહિકોમાં પણ વાર્તાઓ લખવા માંડી. એ રીતે 'પ્રજાબંધુ' દ્વારા શ્રી ચુનીલાલ વ. શાહનો પરિચય થતાં તેમના પ્રોત્સાહનથી લેખકને આત્મશ્રદ્ધા જન્મી અને પહેલવહેલી નવલકથા 'જનમટીપ' લખી, તે 'પ્રજાબંધુ'માં છપાતાં ખૂબ વખણાઈ. એ જ '૪૪ની સાલમાં લેખકનું પહેલું પુસ્તક 'આત્મચિત્રો' શ્રી રા. વિ. પાઠકની પ્રસ્તાવના સાથે અને બીજું 'જનમટીપ' શ્રી ઝવેરચંદ મેઘાણીની પ્રસ્તાવના સાથે બહાર પડતાં, લેખકને સાહિત્યક્ષેત્રમાં ગ્રામજીવનની તેમની દૃષ્ટિ અને શૈલીને લીધે અનોખું સ્થાન મળ્યું. ચરોતરમાં ઉંઝર અને કાનમ તથા વાકળમાં નોકરી. એમ ત્રણ પ્રદેશના લોકજીવનનો અનુભવ લેખકનાં પુસ્તકોમાં પ્રત્યક્ષ અનુભવાય છે.

'૪૭માં લેખક ૭ વરસનું શિક્ષકજીવન છોડી આણંદના 'આર્યપ્રકાશ' સાપ્તાહિકમાં જોડાયા. એ અરસામાં જ, ત્યાંથી પ્રસિદ્ધ થતું 'પાટીદાર' માસિક, જેના લેખક જાણીતા વાર્તાલેખક હતા, તેના તંત્રી સ્વ. નરસિંહભાઈ પટેલને લકવો થતાં માસિકની સંપૂર્ણ જવાબદારી લેખકને સોંપી પોતે નિવૃત્ત થયા. હાલ લેખક આણંદમાં રહી 'પાટીદાર'નું સંચાલન અને વાર્તાલેખન, એમ બે પ્રવૃત્તિઓ કરે છે. તેમનાં અત્યાર સુધીમાં પાંચ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે: (૧) આત્મચિત્રો (૨) જનમટીપ (૩) લખ્યા લેખ (૪) ધરતીનો અવતાર, અને (૫) તાણાવાણા. 'ભાવના' અને 'પટલાઈના પેચ' છપાય છે અને તે પછી 'પંખીનો મેળો' તથા 'કૈવાની લાડી' પ્રગટ થવા વકી છે.